આવશે તે નજ કહી શકાય. એ દ્રષ્ટાંત ઉપરથી બીજા પ્રાકૃતજનને અનુકરણ કરવાનું બની આવે એ વાત પણ અસંભવીત નથી. "યદયદા ચર તિ શ્રેષ્ઠસ્તત્તદેવેત રોજન: સયત્પ્રમાણું કુરૂતે લોકસ્તદનુ વર્તતે" તે મુજબ પાપ ઘોર થાય ત્યારે એવી પાંસુલાનો સ્વામી કે પીતા કે અન્ય દુર્ભાગ્ય વડીલ બળાત્કારે સ્વદેહ ત્યાગ કરે તેમાં કંઇ આશ્ચર્ય નથી. કારણકે એનો ઉપાય તો સ્વભાવીક રીતે તો શોધી શકાય એવો નથી. વળી સમયનું સૂક્ષ્મ નિરીક્ષણ-તે તે કાવ્યો ઉપરથી-કરતાં લાગે છે કે ગમે તેવી ગુણકા કે અનીતિથી વર્તનાર સ્ત્રી હોય યા પુરૂષ હોય, અને પાપને અંતે પશ્ચાતાપ પુર્ણ ઉત્પન્ન થવાથી તે પાપ નિવારણાર્થે જો "કાશી જઇ કરવત મુકાવે" તો તેની તે તે પાપોમાંથી મુકિત અસ્ખલિત રીતે નીઃસંદેહપુર્વક થઇ જાય, એવી લોકોની માન્યતાને બ્રાહ્મણોનાં વચનો પુષ્ટી આપતાં હતાં. આ વહેમ છે; મીથ્યા તર્ક છે; પાપનો પાર આવા એકી વખતના પ્રાણુત્યાગથી થતો નથી; એવું લખનાર ગ્રંથકારોનો આશય એવો પણ કાં ન હોય કે લોકોની જો એવી કુમાર્ગે દુષ્ઠ અને દૃઢ પ્રતીતિ થાય તો પાપ કરતાં કોઇજ ડર રાખશે નહીં. એટલું તો તે વીષય પરત્વે કહેવું પ્રાપ્ત થાય છે કે દુષ્ઠ વાસનાઓનો આત્યંતીક ત્યાગ (અસંભવીત જ્યાંસુધી કર્મ-વીપાક ભોગવવો રહે ત્યાંસુધી) સામાન્ય રીતે મનાતા ઉપાયો વડે કરી, એકજ વખતના અતિ બલિષ્ટ ઘા વડે તેનો નાશ કરવો, તેથી અન્ય જન્મે કદાચ વાસનાનું બળ ઓછું થઇ જાય એમ માની શકાય; પરંતુ કરેલ પાપમાંથી મુકિત અને મોક્ષ મળે તે તો "ભ્રમ" છે. એ વચનજ કહી શકાય. તેવા કોઇ કારણથીજ કવીઓ તે માન્યતા ઉપર હાંસી કરી કાઢે છે. એજ જાતનાં અન્ય વહેમો હતા તેને વીષે પણ આપણું જ્ઞાન થાય છે. (૧) "પૃથ્વી પ્રદક્ષિણા પંચશત જે કરે જેહ કરજોડ; મહાલે તે મથુરાપુરી, ક્ષણું માત્ર નહીં ખોટ." આ હકીકત છેક વહેમી નહીં પણ એકાંશે સત્યવાળી છે; અર્થાત જ્યારે ધર્મ ઉપર આસકતી રાખીને વ્યવહારમાં વ્યાપૃત રહેવું, એ મનુષ્ય કર્તવ્ય ગણાય ત્યારે અવશ્ય એમ બને કે વ્યવહારીક કાર્ય સમસ્તને ધર્મિક એટલે પારમાર્થિક કાર્ય સાથે જોડાય-ટુંકામાં વેપાર અગર બીજા હરકોઇ ધંધા ઉદ્યમને માટે દેશવીદેશ રખડી તે વખતમાં જણાયેલ (ભારતખંડજ) ભૂ-પર્યટન થાય ત્યારે વૈકુંઠમાં વાસ કરવાલાયક તે કરનાર માણસ તે થયો ગણાય. વળી બીજું જણાય છે કે વૈષ્ણવી અને શૈવી સંપ્રદાયવાળા પ્રત્યેક પોતપોતાના મતનું અનુશાસન પાળવામાં કેટલા ચુસ્ત હતા પોતાના પૃથ્વી ઉપર આવી રહેલ શાસ્ત્રમાં ગવાયેલ વૈકુંઠ તુલ્ય મથુરાના વાસની યોગ્યતા માટે પૃથ્વી પરિક્રમણ અમુકવાર કરવું જોઇએ, એવું બતાવે છે. શાસ્ત્રને આધારે સર્વ કોઇ હીંદુને માન્ય એટલું તો અવશ્ય રીતે છે કે અડસટ તીર્થે જઇ આવવાથી અઘ-નાશ સિદ્ધ થાય છે કે જે સીદ્ધિ માત્ર મુકતિનું દ્વાર ઉદ્‌ઘાટન કરવા સમર્થ છે.

બીજો વીષય એ કે અગર જો હીંદુઓ પરાપૂર્વથી ગૌબ્રાહ્મણ પ્રતી પાળ થતા આવ્યા છે, અને હજી પણ ઘણે અંશે રહેલા છે, તે અમુક તે સમયે પણ રહે માટે શાસ્ત્રના વચનો મીથ્યા ન કરાય એવી ગોઠવ ણુથી અવારનવાર પ્રસંગને અનુકુળ પડે તેવી રીતે નીચે પ્રમાણે વચનો ટાંકયાં છે:—

"અદેખો જેહ અનંત, આંખે થાય તે અંધો;
નીંદે વિપ્રનો આહાર, બારમાસ રહે મંદો;
વળી ગૌસ્ત્રી બ્રાહ્મણ હત્યા કરે, જર લુટી જે જોડીઓ;
કવિ સામળ કહે એ પાપથી, કાયા કપ્રી કે કોઢીઓ."

જન્મ પુનર્જન્મ માનવા સંબંધી કાંઇ વાદવીવાદનું સ્થન ન કે શંકા અવકાશજ ન હતો. અને તદનુંસારે એક જન્મે અદેખાઇ કરનાર માણુ સની આંખમાં ઝેર રહેલું છે એવી માન્યતા ધરાવી એવા માણુસને બીજે જન્મે આંધળું બનવું પડે છે. વીપ્રોની પ્રતીષ્ઠા વધારવા માટે હોય નહીં જાણે એવી રીતે આશયથી વિપ્રની નીંદા કરનાર શાપ આપે છે કે બારે માસ માંદો રહે. સત્ય અને અતિશયોક્તિ સંયુકત વાકય માનીએ ત્યારે ઉપરનો મુદો સ્પષ્ઠ જણાય છે. પરંતુ એટલું છતાં એ તો નક્કીકે ગૌબ્રાહ્મણ પ્રતિપાળ જેટલે અંશે બને તેટલે અંશે રાય તથા રંક બંનેને રહેવું એ ધર્મ સામાન્યપણે મનાએલ હતો. વૃત્ત, જપ, તપ, તીર્થ, દાન ઇત્યાદિનું માહાત્મ્ય પણ અંતરથી ખરા સત્વથી પળાતું. એ વીષય તથા ધર્મનો સામાન્ય વીષય અધિક અંશે દયારામના ગ્રંથો વધારે સ્પષ્ટ રૂપમાં મુકવા સમર્થ હોય તે કવી સુધી પહોંચતાં સુધી વીસારે પાડવું યોગ્ય લાગે છે; કારણ કે વ્યવસ્થાનનું વર્ણન કરનાર સામળ હોવાથી સંસાર વિષે તેના ગ્રંથો હકીકત જેવી પુરી પાડે છે તેવી બીજા ગ્રંથો થોડા પાડે, એ ગણત્રી અસ્થાને નહીં કહેવાય.

વિપ્રોમાં પણ ગુરૂને માનપુર:સર લેખવામાં આવે એમાં કાંઇ આશ્ચર્ય જેવું નથી.

"ગુરૂ એ ગોવીંદ જાણવા, ગુરૂ એ માત પીતાય;
ગુરૂ સમું દૈવત નહીં, એ સત્ય વાણ કહેવાય;."

નીતિનો બોધ કરનાર અને ધર્મવિધિ પાળવાનો દ્રઢ ઉપદેશક કવી વિદ્યાદાન આપનારનેજ ખરો ગુરૂ માની માતપીતા દેવવત માન આપવું એમ શીખામણ આપે તેમાં કાંઇ ખોટું નથી. પુરાણમાં પ્રવીણ કથા વીગેરે વાંચી ઉપદેશ કરનારને પણ માન આપવું શાસન કરે તે પણ અયોગ્ય ન ગણાય. પરંતુ એવો કવી સ્વાર્થી બ્રાહ્મણ સ્વાર્થ દેખાડો કરી

તાદ્દશ સ્વરૂપ દર્શાવવા યત્ન કરે તો તે અસ્થાને ન કહેવાય; અને એ પ્રમાણે તેનું કરેલ ઉપર યોગ્ય સ્થળે ચર્ચાએલ હોવાથી, તે કવી સમભાવથી બંને કોટીને લેખતો હતો એ સીદ્ધ થાય છે. ગુરૂ અનેક તરેહની વિદ્યા ભણાવે, જેવી કે:–"ચોરાસી વિદ્યા, ચોસઠ કળા, ચૌદ વિદ્યા ગુણુ જાણુ;" ત્યારે તો તે ગુરૂ બત્રીશ લક્ષણો અને તેના શિષ્યો પણ તેવાજ હોવા જોઇયે. પરંતુ એ વાત તો ભાગ્યે પ્રયોગમાં સત્ય નીવડતી હશે. પ્રયોગમાં તો સામાન્ય રીતે જોતાં ઉપર લખ્યા મુજબ: "હીસાબ નામું ને ખતપત્ર, ગુણાકાર હડાકાર સહ; વીકટ હીસાબ કરે છે બહુ;... કાવ્યદોષ નૈષધને ન્યાય, છંદ પ્રબંધ કવિત ભાષાય; ચોપાઇ, દુહો, છપો જાણુ, અર્થશાસ્ત્રનું પૂરૂં જ્ઞાન;" શીખવવામાં આવતું હોવું જોઇયે; અને તે પણ જે કવિ–ગુરૂ હોય તેજ એવું શીખવી સકે, "ગુરૂ ગમ્ય જ્ઞાન" એ વચનને સત્ય કરનાર તે સમય હોવો જોઇયે, કારણ કે ગુરૂ શીખવવા સિવાય બીજો ધંધો ઉદ્યમ કાંઇ નહોતા કરતા એ અનુમાન ખોટું નથી; અને બીજા લોકો ભણ્યા હોય છતાં "ત્રિપક્ષી વિદ્યા" એ આધારે ભણે છે તે તો બીજા ધંધા રોજગારના વ્યવસાયમાં કામ લાગે તેટલું રાખવા માટે, અને બાકીનું વિસારે પાડવા માટેજ એમ સમજતા હોવા જોઇએ. કેટલાક તો ભણવા ગણવાની બાધા રાખેલ પણ નીકળી આવતા હતા કે જેવાઓ! "એકને અરડો કહે, બેને કહે છે બાઉ; ત્રણને તરડો કહે, ચોથાને કહે ખાઉં."

---

## [ પ્રકરણ ૫ મું. ]

છોકરો મોટો થાય કે તેણે ધંધે લાગવું જોઇએ; પછી પોતાના ભણતરના બળવડે કે કાંઇ બુદ્ધિના પ્રભાવવડે. એ ન હોય તેની અવગણના થાય, એ પ્રકારની વ્યવહાર સંસ્થા આજે છે તેવી તે કાળમાં હતી. સામળ પણ સપુત, કપુતનાં લક્ષણ વર્ણવે છે તેમાં એ વિધિ મુખ્ય માન્યો છે. ધંધાના પણ ઘણા પ્રકાર હતા તેમાં રાજ્ય ઉપર બહુ આધાર રહેતો. વહાણ રસ્તે માલ લાવવો લઇ જવો; હીરા માણેકનો ક્રયવીક્રય; સોના રૂપા વગેરે ધાતુનો વેપાર; હુંડીઆમણ, વ્યાજવટંતર; દોશીવટું કે વછીઆતું, ઇત્યાદિ તત્કાળોચિત વ્યાપાર અનેક પ્રકારના હતા, તે સર્વેને રાજ્યસત્તા ઉપર મુખ્ય આધાર રખવો પડતો. વળી રાજાની સભામાંજ કેટલીક હકીકત નીવેદન કરવી પડતી; કેટલીક વખતે રાજા ઉત્તેજન આપતા, અને વેપાર માટે બને તેટલી, અમલ પહોંચે તે તે સ્થાને સરળતા કરવામાં પણ ચુકતા નહીં, પંડિતોને પણ રાજા વિગેરે શ્રીમંત લોકોનો આશ્રય શોધવો પડતો એટલુંજ નહીં પણ પંડિતાઇની પરીક્ષા

અથવા સ્પર્ધા રાજા સમક્ષ તારતમ્ય ભાવ સમેત નિર્ણય કરાતી:" પંડિત તેડયા પુરપતી, રહેના નગર મોઝાર; આઠે પહોરે અહમેવમાં, અદકો મન અહંકાર." પંડિત એ શબ્દ શાસ્ત્રાધ્યયન કરનાર માટે વપરાતો અને તેજ પ્રમાણે જ્યોતિષી વિદ્યાધ્યયન કરેલ પંડિત કહેવાય એ નક્કી નહતું. કોઇ ગંભીર કાર્ય રાજમાં આવી પડે ત્યારે પણ તેજ રીતે રાજ સભા ભરી તે કાર્યની વ્યવસ્થા યોગ્ય રીતે કરવામાં આવતી. જેમકે, જ્યા રે કાંઇ અક્ષર ઉકેલવાના હોય ત્યારે ગામના બધા વિદ્વાનો એકત્ર કરાય અને તેમની પરીક્ષા થાય. વળી રાજા જેવા મહાન પુરૂષોને સ્વવચન ભંગ કરતાં સ્વપ્રાણ ત્યાગ રૂચીકર લાગતો, તેજ પ્રમાણે આજ્ઞા ભંગનું પણ સમજાતું કે; "દંષ્ટા ભંગં સહંતે...........(પરંતુ) આજ્ઞા ભગં સહંતે નૃવર નૃપતયસ્ત્વાદશા: સાર્વભૌમાં!॥ વળી: "વચને રાય હરિશ્ચંદ્ર નીચ ઘેર પાણી ભરીયાં; વચને પાંડવે વન, વરસ તેર નિર્ગમિયાં." અન્ય પ્રકારે જોતાં, રાજાને અને પ્રાકૃત જનને સ્ત્રીજીત રહેવું એ ગર્હણા પાત્ર ગણાતું: "નારી વશ જે નાવ, બુધ તેની તો બાળો."

શ્રૌત અને સ્માર્ત સૂત્રોના વચનને આધારે લગ્નવિધિ કરવામાં આવતી. સ્મૃતિકારોની આજ્ઞાનુસાર વિવાહ તે નીચ જ્ઞાતિમાં ઉંચ જ્ઞાતિનાં સ્ત્રી કે પુરૂષના થયો હોય તો તે કનિષ્ઠ પક્ષ ગણાય, અને ધિક્કારવાપાત્ર થઇ પડે. દાખલા તરીકે રાજપુત્રી રાજપુત્રનેજ વરે; પણ જો પ્રધાનપુત્રને વરે તો શાસ્ત્ર તેમજ રૂઢી અને સામાન્ય રૂચીની વિરૂદ્ધ તે ગણાય: "શા માટે ચાકરને વરો, નીચ બુદ્ધિ કાં એવી ધરો." અધમ ગતિવાળા લોકોની વાત દુર મુકીએ તો સારા લોકોને પાપ કરતાં ડર લાગતો તે એટલે સુધી કે નિર્દોષપણે કોઇની નિંદ્રામાંથી કોઇને જગાડવોએ નહીં એમ મનાતું. "છળ કરતાં નવ લાગે વાર, તે પાપનો મારે શીર ભાર: કાચી નિંદ્રાએ જગાડે કોય, ગામ ભાગ્યાનું પાપજ હોય." જેવું આ કેટલાક જન પરત્વે સત્ય તેવુંજ પુત્ર પુત્રીના પરીણય નું સત્ય: કરણ કે કોઇ કોઇ કન્યા સ્વપતિની વિદ્યા વિગેરે વિષયોની પરીક્ષા કરે તે પછી તેને વરે, એવો નિશ્ચય કરેલી માલમ પડતી. તેમ જ એવી પરીક્ષામાં પસાર થઇ સંતોષ સર્વ વાતે વળે એવો પતિ જડયો હોય તો પછી તે ગમે તે જ્ઞાતિનો હોય પણ તેને વરવામાં બાધ નથી એમ સમજણ કોઇ કોઇ કન્યાઓ ધરાવતી; કે જેઓને તેનાં માત પિતા તથા અન્ય વડીલો તરફથી એવી ઇચ્છા તૃપ્ત કરતાં અટકાયત થયલી પણ જોવાય છે. તે માટેજ રૂપાવતી-ક્ષત્રિયની કન્યા-તે ગુરૂપુત્ર બ્રાહ્મણ વર-સાથે પરણવા ગઈ ત્યારે સંકટો આવી પડ્યાં. ગમે તે હોય;

સમય એવો હતો કે લોકો સન્માર્ગે ચાલતા એવો સમુદાય પણ નાનો ન હોવો જોઇયે; અને તેમાં પણ નાની નાની બાબતોમાં પાપ કરતાં મોટો ડર રાખતા; એટલું સીદ્ધ થાય છે:

"બ્રહ્મહત્યાદિક પાતિક કરે, મુકી થાપણ જે કો હરે;
પરદારાસુ રાખે રંગ, કરે મદ્યપાનીનો સંગ.
ચાડી ચોરી ચિંતે ચહાય, ઉંચો જન નીચ વસ્તું ખાય:
દેવ રૂપને દે કોઇ દોષ, જુડા જે કોઇ જોવે જોષ.
ખોટાં વૈદાં, ખોટાં દાન, ખોટાં વાંચે વેદ વખાણ;
ભાગે ગોચર ભાગે ગામ, નિંદે વિષ્ણુ નિંદે સત્ય.
આપઘાત કરીને જે મરે, પારકું દ્રવ્ય કપટથી હરે;
પારકુ' સુખ દેખી જે બળે, ઓછું હોથ ને અદકું કરે.
વાળે અજા ધેનુ કે ઢોર, નામ ધરાવે ચાડી ચોર;
રળ્યું નારનું જે કોઇ ખાય, ગંગા મેલી કુપે નહાય."—ઇત્યાદિ.

પાપની જ્યાં આવી ગણત્રી હોય તેવા સ્થળ અને કાળમાં બ્રાહ્મણ ક્ષત્રીયાણી સાથે વરે તો જ્ઞાતિ બહાર કાઢવા પાત્ર થાય તે સહજ સમજાય એવી વાત છે. ગાંધર્વ વિવાહથી વરે તે વાત સ્તુતિપાત્ર નહીં ગણાતી હોવી જોઇયે; કાંકે રાજાઓ આગળના યુગમાં એ વિધિથી પણ વરતા અને એજ રીતે દુષ્યંત શકુંતલાનું બન્યું હતું. છતાં આ સમયમાં તે વાત સર્વમાન્ય લેખાતી નહીં હોય, કારણ અટકળવામાં આવે તો એ લાગે કે કદાચ એ છુટ આપ્યા પછી હાનિ અધિક અંશે માલુમ પડી હોય અને "અનારાજકે જનપદે" શું શું ખરાબી ન થઇ હોય તે કહી શકાતું નથી. વળી બ્રાહ્મણોએ પણ પોતાનું મહાત્મ્ય, ગાંધર્વ વિધિ જો બધે પ્રવર્તે તો દિન પ્રતિદિન ઘટતું જાય, અને બીજી વિધિઓમાં તેઓની અધિક આવશ્યકતા રહેવાથી વધતુ' જાય, માટે આનો તિરસ્કાર કાં ન ઉપ્તંન કર્યો હોય? બધી લગ્નવિધિ વખતે કુળદેવીનું અર્ચંત સ્તવન વગેરે કરવામાં આવતું, અને તે ઉપરથી કુટુંબનું અવિભકતપણું અન્યોઅન્ય સહાયક થવાપણું એવી એવી સારી સંસ્થા હશે એવું સુચન કરે છે. "સંગીત" ઉપર કહેલ અર્થમાં જાણતો વર કે કન્યા અધીક અંશે પસંદ પડે; અને રાજસ્થાનમાં તો તે જ્ઞાન આવશ્યક ગુણાવહ લેખાતું:—"સાત સ્વર ને ત્રણ છે ગ્રામ; છત્રીસ રાગણી કેરાં ઠામ: પ્રથમ પહોર કહેવાય લલીત, ... ... ... ... ચાર ઘડી ચહડતાં ભૈરવી થાય, સવા પહોરે બીલાવર ગાય:, આશાવરી છે એની સંગ, પછી મધ્યાહને સારંગ." વળી તાંડવ નૃત્ય શિવજીની પાસ, બીજું ઇંદ્ર કરે નિવાસ; તેથી નરનું સંગીત ગાન, ગાંધર્વ જન કરે તો તાન; તાનસેન સરી

આ જે થાય, પુરણ રાગ તે ધરના ગાય." વળી વીણા વગાડી વીનેચટ ઉપર અબળા કરે નૃત્ય; તાલ સ્વર ને રાગણી, મળ્યું વીણામાં સત્ય." બીજી રીતે જોઇશું તો વિલાસીની સ્ત્રીનું ગમે તે હો, પરંતુ અપાંસુલા તો પતિવિરહમાં વિધવા જેવો લગભગ શોક પાળે, અને સૌભાગ્યવતીનાં જોઇતાં ચીન્હો ઉપરાંત બીજો કામોદ્દિપક શણગાર સજે નહી:-

શ્વેત વસ્ત્ર અંગે ધરી, બેઠી વિલાસીની નાર;
શણગાર સોળે સજ્યા, ધરે શોક મન મોઝાર;
સેજ નહી શણગાર નહી, કાજળ ને નહી હાર;
નહી તંબોળ નહી સોગઠાં, નહી તેલ ફુલેલ સાર;
આસની અવની ઉપરે, કરમાં ઝાલી માળ."

પતિધર્મ એકનિષ્ઠાથી પાળતી સ્ત્રીઓ દ્રઢ રીતે અને અવિશંકપણે એ સ્થિતિનુંજ સેવન કરવાની. તેજ રીતે જ્યારે ઇચ્છા કે વાંચ્છના ઉત્કંઠ રીતીથી વેગ કરી રહી હોય તે તૃપ્તિ માટે પણ આવું શિયળવૃત ધારણ કરી રાખવું પડે છે, તે ઉપરાંત ઉપાસનાની પણ જરૂર રહે છે:

"ઉપાસું હવે સમશતી, કલ્પના મન એવી કરે;
દિપ કીધાં દશ વીશ, અક્ષત ને કુમકુમ ધરીઆં;
પ્રતિમા વિષ્ણુ ઇશ, શ્રીફળ ને ફોફળ ભરીઆં."

જે લોકો આવી રીતે કાયાને કષ્ટીમાં મુકી ઈંદ્રિયદમન કરવા સમર્થ હોય તો તે સુખ દુઃખ એ બે દ્વંદ્વોથી જરાપણ વિહ્વલિત થવા પામતાં નથી. મૃત્યુ પણ તેવાઓના મન ઉપર દુઃખદાયક અસર કરવા શકિતમાન નીવડતું નથી; કારણ કે તેઓ સામાન્ય તત્વજ્ઞાનવડે મનનું સમાધાન ઝટ કરી શકે છે:

" જે જાયું તે જાય, જેહ ખિલ્યું તે ખરશે;
ભરિયું તે ઠલવાય, ચડ્યું તે તો ઉતરશે;
લીલું તે સુકાય, નવું તે જુનું થાશે,
આવરદા વશ સર્વ, કાળ સહુ કોને ખાશે;
ગયા ઈંદ્ર કંઇ કોડ, ગયા બ્રહ્મા કંઇ ભૂલ્યા;
ગયા દેવ દિગ્પાળ, ગયા માંધાતા મહિપત;
ગયા દિલિપ હરિશ્ચંદ્ર, ગયા છાકેલા છત્રપત;
વળી ગયા જનક ને જાદવો, જો વળી લાવ્યા જાહ્નવી;
થાવર કોઇ રહ્યા નથી, કોણ માત્ર માનવી."

આ રીતિનોજ વૈરાગ્ય બોધ ભવાઈઓમાં આવે છે તે ઉપરથી લાગે છે કે ઉંચ તેમજ નીચ બંને એકસમાન રીતે પોતાની સ્થિતિ પરત્વે

સંતોષ માની લાભાલાભ જયાજય વગેરેથી વિરક્ત રહેવા પ્રયાસ સતત કરતા હશે. માત્ર સ્વાર્થને વળગી રહેનાર પણ હશે, અને હતા; વળી ભર્તૃહરીના કથનમાં કહેવાયેલ : તે હિ માનવ, રાક્ષસા : પરહિતા ન્સ્વાર્થાય નિઘ્નન્તિયે એ કોટીમાં સમાવેશ કરવા તુલ્ય પરહિતનો સ્વાર્થને માટે નાશ કરનાર માનવ–રાક્ષસો, તે સમયે ન હતા એમ ન કહી શકાય, અર્થાત કવાંક કયાંક હતા એવું સિદ્ધ પણ થાય છે; તેમજ વળી જે પ્રકારના પુરૂષોનું નામ શોધવામાં ભર્તૃહરીના કોષની સહાયવડે પણ પ્રયત્ન નિષ્ફળ જાય છે, તેવા સ્વાર્થ નાશ કરીને પણ પરહીતનો નાશ કરનાર અધમાધમ પુરૂષોનાં કોઈ કોઈ સ્થળે ચરિત એકાદ વખત વંચાયેલ છે તો એવાં પણ હશે. પરંતુ ધર્માચરણી મહાત્માઓ કે જેનું વર્તન અનુકરણીય ગણાય એવો ભાગ કોઈ રીતે છેક નાનો નહીં હોય. પુરાણ ડાહ્યા જનો, શાસ્ત્ર વિશારદ લોકો અને અન્ય પ્રકારની રૂઢી વગેરેથી પરિચિત પુરૂષો વારંવાર બોધ દીધા કરતા; અને તેવા વચનનાં અનુકરણ કરનારનાં દ્રષ્ટાંતો પણ મોજુદ છે કે જેઓ પરમાર્થમાંજ બને ત્યાંસુધી સ્વાર્થ સમજી પોતાનું સર્વાંશે વર્તન કરતા હતા. તેઓ ઉત્તરાવસ્થામાં સ્વકૃતિનું પુનરાલોચન સ્વાંતરથી કરતા, અને કરેલ જુજ પાપવાળાં કર્મોનો પશ્ચાતાપ થતો કે જેથી દુષ્ટ વાસનાનો ત્યાગ તેઓને માટે સરળ થયો એમ હરકોઈ નિડરપણે માની શકે.

" પરમાર્થ નવ પ્રીછીયો, પરાર્થ ન સુણ્યો કાન;
દેહ જીવતો શ્વાન છે, તે છે રાંઝડ રાન. "

આવાં ધીટકારનાં વચનો એક પાસા; અને બીજી પાસા નૃસિંહ મહેતા જેવાનાં અમર ચરિતો લોકનાં ચિત્ત ઉપર વારંવાર સયુક્તિક નાંખવામાં આવતાં. જેમ વેદ, વેદાંગ, વેદાંત અને દર્શનો, સ્મૃતીઓ, આ પૂર્વે અમુક સૈકા પહેલાં પ્રવર્તતાં અને આધારભૂત ગણાતાં; તેમ આ પ્રસ્તુત સૈકામાં પુરાણ, સ્મૃતીઓ વગેરે વ્યવહારને અનુકૂળ અધિક અંશે હોવાથી તેનું અધ્યયન કરાતું, અને દાખલા દલીલો તેમાં સજીવ હોવાથી તે વારંવાર ટાંકવામાં આવતાં. કેવળ શુષ્ક બોધ દર્શનકારો વગેરેનો હોવાથી, તેજ સતેજ અને રસિક કરવાની આવા સાંસારિક દ્રષ્ટિવાળા પુરૂષોના જમાનામાં અધીક આવશ્યકતા હતી એ સહુજ સમજાય એવી વાત છે. કારણ કે હાલ તો ગ્રહ, કુટુંબ, જ્ઞાતિ દેશ ઇત્યાદિના વ્યવહાર પરત્વેજ શાંતી ન હતી, અને તેમાં ગંભીર ઉથલપાથલ વારંવાર જ્યાં થયા કરતી હોય ત્યાં તે સમયને બરાબર અનુકુળ બોધતો, મનુષ્યોનો પુરાણ ઇતિહાસ વગરેમાંથી લીધેથી, કરી શકાય. વર્તનના જ્યાં તાત્કાળિક વાંધો આવે ત્યાં ઋષિ મુનીઓના સત્યયુગનાં વર્તનો કે બોધવચનો અસરકારક નજ થાય ત્યાં અશ્વમેધ કે જ્યોતિષ્ટોમ યાગ; ખેચરી મુદ્રા કે

સહસ્રદળપદ્મ; ઇડા પિંગળા ને સુષુમ્ણાના અમુક નિયમોથી કુંડલિની જાગ્રતી કરાય છે કે ત્રિવેણીને તટે ન્હાવાનું થાય છે; ઇત્યાદિ વિષયોનું અધ્યયન કદાચ કરાય, પણ વર્તન સચોટ થવા માટે તો પુરાણેતિહાસાદિકનાં દ્રષ્ટાંતોની સહાયવડેજ એ સીદ્ધ થઇ શકે. નૃસિંહ મહેતાએ એ પગલું ભરી આરંભ કર્યો હતો, તે માટે તેને પણ ઇશ્વરાંશ માની; તેનું વર્તન પણ એવું હતું માટે, તે વારંવાર પાંડવ સુધન્વાદિની સાથે દ્રષ્ટાંતને યોગ્ય બની જનમંડળમાં અમૃતત્વ પામી ગયેલ હોવાથી, તેને માટે પણ અનુકરણનો બોધ થતો.

"નૃસિંહ નાગર નામ; કામ જુઓ એ કીધું,
સસડતે પાણીએ સમોવડ વણ દેશ દેખંતે દીધું;
મામેરૂં મનગમતું કર્યું, હુંડી શીકારી હાથમાં." ઇત્યાદિ.

આ ઉપરથી લોકોએ પોતાનાં મન દુઃખને વખતે કેવી રીતે સંતુષ્ટ તથા શાંત રાખવાં, એ બોધ કરતાં વાંચકને ખ્યાલ આપ્યો છે કે, એ રીતિ તે કાળમાં આ પ્રકારની હતી. વ્યવહારમાં અનેક સંસ્થા, અનેક પ્રકાર જોવામાં આવે છે. તદનુસાર કોઇક સ્થળે લોકો જ્યાં એથી વિપરીત વર્તન રાખી અધીક દુઃખ પામતા હશે તેને માટે એ બોધવચન છે; કારણ કોઇ ભાગમાં એવું પણ હોય કે:

સુખે ભરે નાર, સુખે શણગારજ સુઝે,
સુખે ભરે સ્વાદ, સુખે વાહનપર બેસે;
દુઃખે ભરે માત, તાત વાતો વહાલાની:
દુઃખે ભરે દેવ, કથા કાનડ કાળાની.

---

## [ પ્રકરણ ૬ ઠું. ]

ચોસઠ યોગિનીઓ, ગાંધર્વ, અપસરા વગરે જે જે આગળના યુગથી ચાલતું આવ્યું છે તે તે ઉપર લોકોની શ્રધા અસ્તિત્વ અને સહાયક પરત્વે એકસરખીજ હતી. એ સર્વ પુરાણનું દ્રઢ જ્ઞાન હોવાને લીધે હતું. એ પુરાણનું જ્ઞાન તો એટલે સુધી તીવ્ર હતું કે કેટલાક સ્થળે જેવાં કે પીનની વાર્તામાં સ્ત્રી પણ પુરૂષના જ્ઞાનની પરીક્ષા કરવા તત્પર થાય છે.

"સર્વ લોક પૂજાએ શીશ, આપે લીંગ પૂજાએ ઇશ."

આ પ્રશ્નનું સમાધાન કરવાનાં અનેક કારણો હોય તો તેમાં એ પણ એક ખરૂં કે પુરાણનું જ્ઞાન ઘણા લોકોને હતું તે સ્પષ્ટ રીતે કાવ્ય વાચકોને સમજાવવું; ઉપરાંત કલહ કરનાર વિરૂદ્ધ મત વિરૂદ્ધ સંપ્રદાય

વાળાઓ જે શિવલિંગ પૂજનની હાંસી કરતા હોય તેને આધાર આપી, પાખંડ મતું દુર કરવા, તેમજ શિવ પ્રત્યે ખરી શ્રધ્ધા ઉત્પન્ન કરવા પણ એ લખ્યું હોય; તો તે વાત તે સમયે હતી એ અન્ય રીતે સિદ્ધ કરી શકાય છે તેને આથી પુષ્ટી મળે છે. એ કથાના તત્વ કે સવિસ્તર વર્ણન સાથે અહીં કાંઇ લેવાદેવા નથી, માટે તે વાત દુર રાખી આગળ ચર્ચા જારી રાખવી ઠીક લાગે છે. એટલું તો સત્ય કે શીવની ભકિત લોકોમાં જામે અને વિષ્ણું તરફ ઈર્ષાની દ્રષ્ટિએ જુવે તેમ ન થવા દેવા સામળના સતત પ્રયાસો થયા કરતા. લોકોમાં આવા ધર્મયુદ્ધ; અર્થાત મતમતાંતરોના અધિક પ્રચાર દિનપ્રતિદિન થતો જવાથી જે દુરાગ્રહથી થતો કલહ; તે બન્નેને સમાધાન ઉપર લાવવા તથા શમન કરવા આવી રીતે પ્રસંગોપાત્ત પુરાણનું ખરૂં રહસ્ય સમજાવે છે. બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ એ ત્રિમુર્તિ તો માત્ર કેવળ બ્રહ્મની માયામય મૂર્તિઓ છે, અને વસ્તુત: ભેદ તેમાં નથી, તથા તેવા ભેદ અને ભેદને પરિણામે થતા કલહ શાંત થવા જરૂર છે માટે ખરૂં શાસ્ત્રજ્ઞાન કરી સમજવું જોઈયે કે:—

"ઈચ્છા થકી એ ઉપન્યું, સકળ લોકને દેવ;
વિચાર કરે ત્રીગુણ મળી, શી વિધ કરશું સેવ;
નામરૂપ નરશું નહી, એકો અકલ સ્વરૂપ:
કુણ પ્રકારે પૂજશું, કહે હરીહર બ્રહ્માભૂપ:—ઈત્યાદિ.

દેવિ તેમજ અનેક પ્રકારના દેવ એ બધું બ્રહ્મ ને માયા છે, એવા સ્પષ્ટાક્ષરથી બોધ સામળે કરેલ એમ તેનાં કાવ્યોમાં જોવામાં આવતું નથી; પરંતુ નીરર્થક ઝઘડા ન કરાય માટે બધા દેવદેવી સમાન ગણુવાની શિખામણ તો આપ્યાજ કરે છે. ગ્રહસ્થાશ્રમવાળાને તો તિર્થ અને દેવ દેવીને ભકિતભાવથી ભજવા, અને તેસર્વે એકસરખી રીતેજ મહાન સર્વશકિતમાન ઇશ્વરનાં અંશ કે સ્વરૂપ છે, એવુંજ જ્ઞાન નિરંતર રાખ્યા કરવું. ગૌબ્રાહ્મણને માન આપવું! તેમાં બ્રાહ્મણો વિષે થોડુંક ઉપર કહ્યું તો હવે ગાય માટે ટુંકમાં કહીએ કે તે સમયમાં પરાપૂર્વથી મનાતું આવેલ વચનજ ગ્રાહ્ય હતું: ગાય એ ગૌરીની દેહ છે.

"ભ્રગુટિમાં બ્રહ્માનો વાસ, મહારૂદ્ર લેલાવટ પાસ;
વિષ્ણુજી વપુએ જઇ વસે, અડસઠ તિર્થ મરમમસે;
બ્રહ્માંડનો ઉર ઉપર ભેદ, ચાર સ્થાનક વસે છે વેદ;
સાત સમુદ્ર ઉદરમધ્ય હોય, ધેનુ મહીમાં કરે નહી કોય;-ઇત્યાદિ.
નીત ગવાનક કહાડી જમે, તેને યમદૂતો નવ દમે;
ધેનુદાન કરે જન જેહ, વેતરણી ઉતરશે તેહ.

આ બધામાં આગળના સંસ્કૃત ગ્રંથકારો પાસેથી પ્રાપ્ત કરેલ જ્ઞાન ઉતારવામાં આવ્યું, અને તેનો લાભ વાચક વૃંદને આપ્યો. તેજ રીતે જોઈએ તો બીજી ઘણી બાબતો આગળના યુગોમાંથી લીધેલ પણ મૂળ શોધી કાઢેલ ન હોય, એવી શબ્દ રચનાથી માંડીને તે છેક સામુદ્રિક વિદ્યા સુધી સામળ વગેરે કવિ વર્ગમાં આ યુગમાં સામાન્ય રીતે જોવાય છે. તેનાં દ્રષ્ટાંતો માત્ર એકાદ બે આપવાંજ ઠીક પડશે; "શરદીંદુ સરખું વદન છે, દંત દાડીમ બીજ." એ અન્ય કવિની ઉક્તિ પૂર્ણેન્દુ વદન ઉપરથી લીધેલ સામળના વચનને છેક મળતું આવે છે: વદન શરદીંદુ જશું........દંત પંક્તિ દાડીમ........કળી........ઇત્યાદી.

આવીજ રીતે દ્રષ્ટાંતો અનેક નીકળે અને તે વીશેષ કરી સાહિત્યનો વિષય ગણાય; તો અહીં અસ્થાને થવા ભિતી રહે એ સ્વાભાવિક છે. વળી રૂપનું વર્ણન સામુદ્રિકને અનુસરતું કવિ સંપ્રદાયથી ઉચિત મનાયું છે માટે સામળ પણ લખે છે તે સામુદ્રિકનાંજ જાણે વચનો હોય નહીં તેવાં છે:-

કનિષ્ઠિકા આદે તરજની, આઠે રેખા હોય;
ધારણ ધન રેખા તણી, કળી ન શકે કોય;
આનામિકા મધ્યમા વીષે, ઉર્ધ્વ રેખા બળવંત;
તે પાછળ જે જાગતી, જશરેખા જશવંત:
હથેલી વચ્ચે હાથીઓ, સાથીયો છે સરદાર;
તે કેડે ત્રિશૂળ છે, દેશ પતિ દાતાર:-ઇત્યાદી.

છ ભાષામાંથી બને તેટલીનો અભ્યાસ કરેલ વિદ્વાન ગણાતો; તે છ ભાષા નીચે પ્રમાણે હતી:-

"સંસ્કૃત ભાષા સરસ, માગધી મોટે મુલ્યે;
ગ્વાલેરી ગુણનિધ, અપભ્રંશી તે તુલ્યે:
દેશી ભાષા દાખ, પિશાચી પઢજો પ્રીતે:
ચારણ ચોથી ભિખ, રાજદ્વારે શુભ રીતે."

ગુજરાતીના સાહિત્યામાં વૃદ્ધિ કરવા ઇચ્છતા માણસો તેમજ અન્ય જનો પણ જેને વિદ્યાનો શોખ હોય, તે આ છમાંથી ગમે તેટલી ભાષા શિખવાનું મન કરે તેનું કારણ એ હતું કે ગુજરાતી સાથે તે સર્વને નિકટ સંબંધ હોવા છતાં, તેમાં વાચવાના વિષયો પુષ્કળ નીકળી આવતા.

સારા ગ્રહસ્થના કુટુંબનો મુખ્ય માણસ જ્યારે મરણ પામે તે પહેલાં અવિભકતપણે રહેતા બીજા કુટુંબના માણસોને અવસાન સમયે જે જે આજ્ઞાઓ તેણે કરી હોય તે તે અક્ષરશઃ માનવી પડે. પછી

ગમે તેવી તે આજ્ઞા હોય. "લક્ષબુદ્ધિની" વાર્તાનું મંડાણુજ એ ઉપર છે. તેવામાં કાંઇ વાંધો, વિકટતા આવે તો માંહોમાંહે સમાધાન કરવા પ્રયાસ કરે; અને છતાં નિષફળ જાય તો પછી તેનો ન્યાય રાજા પાસે કરાવા જવું પડે. રાજા કે તેના માણસો ન્યાય ચુકવતા હોવા જોઇયે; કારણકે "નૃપત ઘરનો ચુકવે ન્યાય, તેનું નામ કાજી કહેવાય;" અને એ ન્યાયાધિકારીનો કાયમ ખપ શહેરમાં નહીં પડતો હોય એમ મનાય; કારણકે, નહી તો તેને માટે કોર્ટો, ઇન્સાફની અદાલતો જાહેર રાખવી જોઇયે. હવે આવી વાત આપણા પ્રસ્તુત સમયપર તો લાગુ પડતી નજ મનાય, એમ છેક ગણવું નહી, કારણકે તે વખતે બધે સ્થળે રાજા કે પાદશાહની સત્તાથી સપુરત થયેલ સત્તાધિકારીઓ કદાચ હોય પરંતુ રીતિસર, ધોરણ મુજબ, અને ધારા પ્રમાણેજ ન્યાય ચુકવવા સારૂ અદાલતો બાંધેલ હોય તેમાં અહરનીશ આવીને બેસતા એવું ન હોવું જોઇયે. વળી બીજી રીતે ગ્રહસ્થોને ઉપર સુચના કર્યા પ્રમાણે "ગવાનિક" કાઢવાનું, સદાવૃત આપલાનું કે કાંઇ દાન પુન્ય માર્ગે ધનવ્યય કરલાનું આવશ્યક ગણાયેલ હતું. અતિથિ સત્કાર પણ એજ રીતે ધર્મનો અંશ ગણાતો. આ અને એ વગેરે જે જે ધર્માર્થનાં કર્મો કરતા તે તે સર્વે સશાસ્ત્ર હતા, તેથી છેક સ્મૃતિકારો અને દર્શનકારોના યુગોથી ચાલ્યા આવતાં હતાં, એ સિદ્ધ થઇ શકે એવી વાત છે.

હવે આટલે અંશે વિષયને ચર્ચ્યા પછી એમ કહેવું પ્રાપ્ત થાય છે કે સામળ ભટ્ટ યુગને મુખે રહેલ છે તે ઠીક પરંતુ તેનાં કાવ્યો પ્રતિ અધિક પક્ષપાત શા હેતુથી કરાયો તે તો સમજવું જોઇયે. ઉત્તરમાં એટલુંજ કે તેની કાવ્યરૂપે થયેલ વાર્તાઓમાં પુરાણોનાં ભાષાંતર કે તત્સમાનજ રચના માત્ર હોય તો તેપણ અન્ય કવિ સમાનજ લેખાત; પરંતુ જે જે વાતાઓ તેણે રચી છે, તેમાંથી શમ્યાનુકુળ એટલું તો પ્રસ્તુત વિષયને ઉપયોગી નીકળી આવે છે કે, તેને હજી પણ સૂક્ષ્મતર દ્રષ્ટિથી અવલોકન કરી, સવિસ્તર લંબાવાય તો જે નિષ્કર્ષ થાય તેના વડેજ નિરમાણ કરાયેલી અવધી ભરાઇ રહે માટે સ્થળ સંકોચને કારણેજ તેનું દીર્ઘ અને સ્થૂળ અવલોકનજ એકી સાથે કર્યું, તથા બાકીનું દુર રાખ્યું છે.

હવે ક્રમશ: બીજા કવિ સંબંધે કાંઇક આધાર ખોળી ચર્ચા કરવી યોગ્ય લાગ્યાથી હાલ તુરત સામળ ભટ્ટની વાર્તા-કથાનું વિસર્જન કરવું ઠીક છે. પ્રલ્હાદ અને ધ્રુવનાં આખ્યાન કર્તા કાળીદાસને ઉતારતાં પ્રથમ એટલું કહેવું જોઇએ કે તે બંનેનાં નામ સાથે નિરંતર સ્મરણ કરવા યોગ્ય એ કવિ સ્વકૃતિથી બની રહ્યો છે. આ સમયમાં જ્યારે ધર્મને લીધે મારામારી થયા કરતી અને શિવ ભકતો શિવની સ્તુતિમાં

વ્યાપૃત રહેતો, તથા વિષ્ણુ ભકતો તે ઇષ્ટ દેવની સ્તુતિજ આત્યંતિક રીતે કર્તા, ત્યારે કાળીદાસ વિષ્ણુનો ભકત હોવાથી તેને વિષે કાવ્ય રચી અમર થયેલ છે. તે કવિને પ્રેમાનંદ, સામળની જેમ શિવનું સ્તુતિ વચન વિષ્ણુની સ્તુતિ વચનની સમાન કોટી ઉપર મુકતાં વાંચવામાં આવ્યો નથી; છતાં એટલું મનાય કે તેને શિવ ભકિત માટે દુરાગ્રહ બુદ્ધિથી દ્વેષ તો નહી હોય પરંતુ માત્ર અન્યન્ય ભકિત વડે સ્વસંપ્રદાયમાં આસકત રહેતો હશે. ભાષાંતર ગ્રંથોમાં ઘણે ભાગે તો મૂળને કાંઇપણ રીતે ફેરવ્યા વિનાજ ઉતારાતું, અને તદનુસાર કાલિદાસનું ભાષાંતર છે; માત્ર ભાષા અને ઉપરની બીજી રચનાનો ભેદ રહયો જણાય છે. ધ્રુવા ખ્યાનની છેવટના ભાગમાં

"આપ આપના ધર્મ પાળવા, જે લખ્યુ ગિરવાણ;
ગિરવાણ શાસ્ત્ર ભણે રે બ્રહ્મ, આયુદ્ધ બાંધવા ક્ષત્રિય ધર્મ;
વૈશ્યને કરવા ખેતી વેપાર, શૂદ્રને સેવાનો અધિકાર;
સેવા તે સઘળી વર્ણને, હરી ભજો નિત્ય;
વર્ણ ધર્મ સૌ પાળીયે સાચું, બોલીયે તે શુભ રીત;
સાચું બોલી સંતોષ વાળીયે, મોહ માયા મત્સર ટાળીયે;
ન કરો કુડ કપટ અન્યાય, સાચી શિખામણ દે છે રાય."

આ પ્રમાણે ધ્રુવ જેવું મુળમાં, તેવુંજ ભાષાંતરમાં વર્ણાશ્રમ ધર્મ પાળવા માટે બોલે છે. શાસ્ત્રના વચન અક્ષરશઃ પાળવા અને સ્વધર્મ ચ્યુતિ પણ ન થવા દેવી, તો પછી સ્વધર્મનો લોપ તો નજ થવા દેવો, એ આશયથી કવિવર્યો નીરંતર બોધ કર્યા કરતા. પછી ભકિતમાં વિષ્ણુને ઇષ્ટદેવ માનો કે શીવને માનો પણ તે ભકિત દ્રઢ તથા અનન્ય હોવી જોઇયે. એ ઉપરાંત જગતની તુચ્છતા તેમ નિઃસારતા ઉપર પુર્ણ ધ્યાન સરસ મણીધર નીશ કરે, ધંધો ધુમર વાદી તણો. સંસારમાં આ ખેંચવામાં આવતું. પ્રહ્લાદ-આખ્યાનમાં:-

"ભગતને ભગવાનરે, મનમાં વ્હાલા છે સદા;
મોહ, માયા, લોભ મેલી, રામ સમરો સર્વદા.
સંત દેખી કનક કામની, હરખ હારે ઉરનો;
વ્યાલને જેમ વીષ લાગે, મધુર શબ્દ મયુરનો.
જેણે ચાખ્યો રામરસ, તેને અવર રસ અળખામણો;
સરસ માણીધર નીશ કરે, ધંધો ધુમર વાદી તણો.
સંસારમાં આ સંતના, મનમાં વસે વિખપાન;
જવર ચડે ત્યારે ઝેર લાગે, મનુષ્ટને મિષ્ટાન.
તેવી ભકિત પ્રહલાદજી, સંસાર કેરૂં સુખ;
રાજનું કારજ કરે, પણ રામ સમરે મુખ."

આ પ્રમાણે ગ્રહસ્થાશ્રમના ધર્મ પણ ખરા ભકતજનો પાળે. રાજ્યની સમૃદ્ધિ કે ગમે તેવી સિદ્ધિ હોય પરંતુ તે ભકતસિદ્ધિ આગળ તુચ્છ માત્ર છે. "સંસારમાં સરસો રહે ને મુજ ઉપર મન" ઇત્યાદિ વચનો એ સાર્થક કરનાર વર્તન રાખવું જોઇયે. કરેલ કર્મના ફળની તૃષ્ણાથી લોભાય તો મોહ અને પરિણામે પાપ પુન્યથી લેપ થાય, માટે રાજ્યનું કે ગ્રહનું કાર્ય કરતે છતે પણ અનાસકત રહી; નિરંતર ભકિતમાં મગ્ન રહેવાનો માર્ગ સારો ગણ્યો છે. નિવૃત્તિ ધર્મનેજ વળગી રહેવાની પરંપરાવાળા 'આર્યજનો સાંસારિક કર્મો કર્યા જાય છતાં ધર્મને વિસારે પાડતા નહી, એ કારણેજ સનાતન ધર્મ અદ્યાપિ સંરક્ષિત રહેલ છે. તે પરંપરા પુરાણા વખતથી ચાલી આવે છે તે સિદ્ધ છે, અને તેનુંજ અનુવર્તન ખંતથી કરાતું આ સમયમાં પણ જોવામાં આવે છે; તે એટલે સુધી કે પુરાણનાં અક્ષરશ: ભાષાંતર કરાય તોજ લોકોનો ઉદ્ધાર કરવા સારૂ, તેઓ સફળ થાય. ભાષા ગીર્વાણનું માન અને તે ઉપર આસ્થા તો હજી પણ ઘણે સ્થળે અપૂર્વ હતી; પરંતુ કોઇક ભાગોમાં અનેક કોઇ જનો પરત્વે પ્રાકૃત અર્થાત ગુજરાતી ભાષામાં રચના કરવી પડતી, તેનાં કારણો અનેક છે. મુખ્ય એ છે કે ગુજરાતી સર્વને સમજવી સરળ પડે, અને તેનાથી ઉદ્ધાર કરવાનો હેતુ સત્વર પાર પડે. વળી ગુજરાતીને ખેડવાનો હેતુ ઘણા લોકોનો હતો, તે ફળીભૂત કરવા મથન થયા કરતું; અને અપભ્રંશ ભાષા વગેરેનો પ્રચાર બંધ પડવાથી તથા તેના જેવી ઉંચી સ્થિતિમાં ગુજરાતીને મુકવાનો હેતુ હોવાથી, તેમ જે જે અપભ્રંશ પ્રાકૃત આદિમાં હોય તે તે ગુજરાતીમાં ઉતારવાના આશયથી, ગુજરાતીમાં કૃતિ રચવી એ મુદ્દો સર્વને ગ્રાહ્ય થઇ પડયો. ગીર્વાણ ભાષાનાજ શબ્દો ગુજરાતી છંદોમાં ઉતારાયા:

"પ્રલ્હાદ, નારદ, પરાશર, પુંડરીક ને વેદવ્યાસ;
સનક અંબરીષ, નારદાદિક ને ભીમક પ્રભુના દાસ;
રાય રૂકમાંગદ ને વિભીષણ વળી ધનંજય ભકત."

એ શબ્દો કયા સંસ્કૃત પુરાણો વાંચનારને સ્મરણમાં નહી સ્ફુરાવે કે મૂળ પણ ભાષાંતરનીજ સમાન છે: **પ્રલ્હાદ નારદ પરાશર પુંડરીક વ્યાસાંબરીષશુક શૌનક ભીષ્મદાલ્ભ્યામ્ રૂકમાંગદાર્જુન વસિષ્ઠ વિભીષણાદી નેતાનહં.** ॥ ઇત્યાદિ. આ પ્રમાણે છંદો બધા કાવ્યો પુરાણ વગેરેનાં સંસ્કૃતમાંથી ગુજરાતીમાં ભાષાંતર થવા લાગ્યાં, તેથી લોકોને અધિક આલ્હાદજનક નીવડે તેમાં કાંઇ આશ્ચર્ય જેવું નથી. વળી જે થોડે અંશે સંસ્કૃત ઉપરથી પ્રીતિ પાછી તેની દુહિતા પોતાના કલેવરથી માતાની સમૃદ્ધિ દર્શાવવા સમર્થ થાય દુહિતા તેમજ માતા બંને પ્રત્યે

પ્રેમભાવ લોકોનાં હૃદયોમાં ફરી પ્રકટ થયા વિના રહેજ નહી. હવે સંસ્કૃત કવિની કૃતિનું અનુકરણ કરનાર વર્ગ મોટો હતો, માંટે અહીં પણ દયારામ વિષે છેવટની ચર્ચા કરતાં પહેલાં અન્ય કવિઓનું લખાણ યથામતિ અવલોકન કરવામાં લેવું ઉચિત લાગે છે, અને તે ઉપરથી સમયનું પણ જ્ઞાન ઘણે અંશે થઇ રહેશે.

---

## પ્રકરણ ૭ મું.

આ સ્થળે એટલું કહેવું પ્રાપ્ત થાય છે કે અમુક સૈકાની અવધિમાં જે જે કવિવર્યોનું અસ્તિત્વ આવી જતું હોય તેની કૃતિ ભલે તે અવધિ વીત્યા પછી પ્રકાશ પામી હોય, છતાં તે તે સમયના હકીકત પૂરણ કરવામાં સહાયભૂત લેખી શકાય, માટે એવી કૃતિસહ એવાં કવિવર્યો આ સ્થળે અવલોકન માટે ઉતારાય તો દોષ ગણાય નહીં માટે એટલું ઉમેરી ખાસ ધ્યાન ખેંચવા જરૂર છે. વટપત્રનિવાસી કવિ ગિરિધર ઉપર સુચવ્યા પ્રમાણે સંસ્કૃતનું ભાષાંતર છેક મૂળને આધારેજ કરતો હતો એમ નહીં પરંતુ કૃષ્ણલીલા રામાયણ ઇંત્સાદિ ગ્રંથો જે તેણે રચ્યાં તેનો હેતુ ગુજરાતી માત્ર જાણનારાઓને લાભ થાય એવો હતો. ગિરિધર કવિના અસ્તિત્વનાં ખરાં વરસ જાણવામાં આવ્યાં નથી, પરંતુ તેને આ સમયને સ્વાધીન કરીએ તો અયોગ્ય નથી. તેના ગ્રંથમાં શ્રી વલ્લભાચાર્ય મહારાજનું પોતે સ્વીકારેલું શિષ્યપદ સ્પષ્ટ જોવાય છે, અને કૃષ્ણનો દૃઢાનુરાગી ભકત હતો એ વાત પણ સમજાય છે.

“તૈલંગકુલ વનરૂપી દિવાકર, શ્રીમદ વલ્લભરાજ;<br>
કવિમળહરણ, ભવતરણ નૌકા, આચારજ શીરતાજ;<br>
જેણે ભકિતમાર્ગ ધર્મ સ્થાપન કર્યો ભુતળ માંહે,.......<br>
ઉપાસના દ્રઢ ભકિત નવધાએ, ભજ્યાં નંદકુમાર,<br>
શ્રી કૃષ્ણ નામનો મંત્ર આપી, તાર્યા જીવ અપાર; ”

ઇત્સાદિ આવા શ્રી વલ્લભાચાર્યજીનું અધિક વૃતાંત તો અહી અસ્થાને ગણાય; પરંતુ મુસલમાની રાજ્યમાં ધર્મનો જ્યારે લોપ થવા માંડયો, જ્યારે અધ્યયનમાં લોકો પછાત પડી જતા થયા; જ્યારે બ્રાહ્મણોએ બ્રહ્મત્વ છુટે એવું વર્તન ચલાવવા માંડયું અને જ્યારે ટુંકામાં કહીએ તો સ્થિતિ પણ સર્વની ભિન્ન ભિન્ન અને છેક દુર્બળ થવા લાગી ત્યારે સ્વામીનારાયણના સહજાનંદ મહારાજ અને વૈષ્ણવી મતના વલ્લભાચાર્ય મહારાજે જે સેવા કરી છે તેનો ખરો ચિતાર તો માત્ર તત્તસમયાનુકૂળ

કૃષ્ણમાં કોઇ વિશેષ પ્રતિભાવાળાની કલમજ આપી શકે પરંતુ તેના તરફ ફ્ક્ત ઇશ્વરના અવતાર તરીકેની લોકોની પ્રીતિ અને ભકિત જોતાં તો એ જ લાગે છે કે તેણે ધર્મનો લોપ માત્ર અટકાવી સનાતન ધર્મ પાછો સતેજ કર્યો. અધિક ચર્ચા અસ્થાને થાય. શ્રીમદ્‌ ભાગવત ઉપર ટીકા રચી અને સૂત્ર ભાષ્ય ગ્રંથ લખ્યો તેજ પ્રમાણે વૈષ્ણવી સંપ્રદાયના વલ્લભાચાર્યજીના શિષ્યોએ તેનું અનુકરણ કરવું જોઇએ તે માટે જાણે હોય નહી તેવી રીતે ગ્રંથો રચવા લાગ્યા સર્વનો હેતુ એ રહ્યો કે જેમ બને તેમ સ્વમત–સંપ્રદાયનાં ધોરણો સબળ કરવા તરફ સતત યત્નો કરવા, અને અધોગતી પામતા જનોનો એ દ્વારા ઉદ્ધાર કરવો. ઘણા લોકો મુસલમાતી રાજ્યમાં મુસલમાની ધર્મ ગ્રહણ કરતા અને કેટલાકને બળાત્કારથી ગ્રહણ કરાવાતો; તેવા અને વળી જે લોકો ધર્મ પોતાનો રાખતે છતે તે પ્રમાણે વર્તન કરવાનું અનુકુળ હોય ત્યારેજ ધર્મ પાળે; એવા એવા સર્વ પ્રકારના લોકોને ધર્મનું નિરંતર સ્મરણ રહે, અને તેઓનું જ્ઞાન તથા ભકિત દ્રઢ થાય, તે માટે આવા આવા પ્રયાસો થયા કરતા. ઇષ્ટદેવ પ્રમાણેજ ઇષ્ટદેવી ઉપર આસ્થા પ્રકટ થતી તેમાં પણ જે દેવ તેનીજ વામાર્ધજાનિ દેવી તે શિવભકતોને શિવશકિત; વિષ્ણુભકતોને વિષ્ણુની લક્ષ્મી, સ્તવન માટે લાવવાની હતી તેમાં વાચાની અધીશ્વરીનું સ્તવન મંગળાચરણદ્વારા કરવું હોય ત્યાં પણ કવિજન તદ્દનુસારજ સ્તવન કરતા; તેમાં પ્રેમાનંદ સામળ જેવા એવો પક્ષપાત કે દુરાગ્રહ દેખાવા દેતા નહી, વાગદેવી સરસ્વતીનું તત્સ્વરૂપથીજ વર્ણન કરી આરાધનાના બે બોલ કહેતા. ગીરધર કવિ:--

"વાગીશવદની હૃદય રંજની, વક્ષ સ્થળે શ્રી નિવાસ;
તે નૃહરીને હું નમું, દુખ વિઘ્ન થાય વિનાશ."

એ રીતે સર્વ દેવ તથા દેવી પ્રત્યે કરેલ નમસ્કાર કેશવને અર્પણ કરાય છે, એ સમજણે ગ્રંથારંભના મંગળાચારમાં પણ જોવાતું.

"અનેક કળાથી વિભૂષિત ગુર્જર કવિ ભકત–જ્ઞાની મહાત્માઓના જીવિતના આદર્શ રૂપ" તેઓની કૃતી જન સમુદાયને થઇ પડે છે. "ધીમાનં મહાત્માઓ બોધે છે કે પ્રાણીમાત્રની કાયિક, વાચિક તથા માનસિક પ્રવૃતિ આંતર સંતોષ, તૃપ્તિ, આનંદ કે સુખાર્થે છે. આવી વૃતિવાળા કવિઓનું જીવન સદાજ અલૌકીક હોય છે તેઓ ઉચ્ચ ગ્રાહવાળા વિચારો દર્શાવી, નવી પ્રજાને, નવા નવા તરંગના રંગ દર્શાવે છે. જુદા જુદા કાળના મોટા પુરૂષોના કાર્યો અને શબ્દો બીજાઓને વિચારનાં નવા પ્રદેશોમાં ધુમાવે છે, અથવા કર્તવ્યમાં નવું બળ અપે છે. આવા મહાત્માઓના સંબ્દો કે કાર્યો–જો કે તેઓનાં ચરિત્રો અલભ્ય છે તોપણ–આપણું જીવિત, આપણો આચાર, આપણો વ્યવહાર, આપણી

નીતિ, રીતિ અને સ્વરૂપાનું સંધાનનાં સાધન વગેરેમાં ઉપયોગી થઇ પડે છે. કવિઓના જીવન વૃત્તમાંથી કે તેઓનાં જીવનમાંથી દેશાચાલ, વિદ્યાની વૃદ્ધિ–વિનોદ, રહેણી–કરણી, આચાર, વ્યવહારને ધર્મ પદ્ધતિ, સર્વાંશે નહી તો કેટલાક અંશે પણ પ્રાપ્ય છે." આ છેવટના વાકયાનુસાર લાભ થવા સંભવ છે માટેજ કવિની કૃતિનું અવગાહન શ્રેયસ્કર આ પ્રસ્તુત વિષય પરત્વે માન્યું છે; અને તેટલા માટેજ એક પછી એક–કવિ કૃતિ લઇ, દેશકાળ વિષે વાત કરવી યોગ્ય ગણી છે. ઉપરની ચર્ચાના સૂત્રને અનુસંધાને બોલતાં એમ કહેવું પડે છે કે કવિ ગીરધરના કહેવા મુજબ વ્યવહારિક અનેક વિદ્યા ચાતુરી હોય તોપણ તે વડે પરમાર્થ સિદ્ધ થતો નથી. તે સિદ્ધ કરવામાં તો જુદા–ગુરૂ–ગમ્ય જ્ઞાનની આવશયકતા રહે છે; એવો ગુરૂ તે ધીરા અને અખાની વ્યાખ્યા પ્રમાણેનો સમજવો. ઉપર કહ્યા મુજબ કવિઓ જ્યારે પુરાણ ઉપર આધાર રાખી ગ્રંથો લખતા ત્યારે પુરાણને પગલે પગલે અનુસરણ કર્તા એ વાતનિઃસંદેહ છે. તેનાં કારણમાં બોલીએ તો ઉપર સૂચવેલ છે તે ઉપરાંત કથાભટો, વ્યાસો ઇત્યાદિ પાસેથી સાંભળવાને પરિચિત થયેલ લોકોને કાંઇ નવીન–ભાષાનું અંતર થતાં પણ–લાગે નહી, અને આસ્થા હોય તેવીને તેવી રહે તથા ઉલટી અધિક થાય. વળી પોતે પણ પ્રાકૃત અર્થાત ગુજરાતી પદબંધ કરી સંસ્કૃત પ્રમાણે અનેક ઇષ્ટ દેવ દેવીનાં ચરીત ગાય, તે પોતે અલ્પ બુદ્ધિવાળો છે એવા નમ્ર વચન વડે વિવેક પુરઃસર આરંભ કરે: વલભભટ્ટ–પ્રેમાનંદના પુત્રની જેમ તો કોઇક સ્થળેજ જોવામાં આવતું હશે કે આ કવિજન મોટા આરોપથી આરંભ કરે. હવે સાદ્રશ્ય કેવું અને કેટલે અંશે છે તે નકી કરવા માટે બે બોલ લખવા યોગ્ય લાગે છે: "પંગુર ઉલંઘેગીરી મોટા, મુગો બોલે વાણ, જો પરમાનંદ કૃપા કરે તો મૂરખ થાય સુજાણ" મૂકં કરોતિ વાચાલં પંગું લંઘયતે ગિરિં યત્કૃપા તમહં વંદે પરમાનંદ માધવં શ્રોતાજનો તેવું માણભટ, કથાભટ તથા વ્યાસજી પાસેથી ગ્રહણ કરવાને પરિચિત તેવું આવા ગ્રંથોમાંથી ગ્રહણ કરવા સમર્થ થાય એવી યુક્તિ કરતાં ચુકતા નહી. "કરજોડીને કહે દાસ ગીરીધર બોલો શ્રોતાજન શ્રીહરી" વળી ગીતામાં નમોસ્તુ તે વ્યાસ વિશાલ નેત્ર ઇત્યાદિ છે તે પ્રમાણે; અને જેમ નારાયણ નમસ્કૃત્ય નરં ચૈવનરોત્તમં દેવીં સરસ્વતીં ચૈવતતો જયમુદીરયેત્ । એ વ્યાસજીના કથાક્રમને અનુસાર પ્રથમ નરનારાયણની સ્તુતિ કરવી જોઇએ. તે પછી સરસ્વતીનું સ્તવન અને પછી ગ્રંથનું અવતારણ. "જય" અર્થાત મી૦ સી. વી. વૈદના અર્થ પ્રમાણે લેતાં પણ જે મહાભારતના પ્રથમ ભાગ અસ્તીત્વમાં હોય તેનું ઉચ્ચારણ અને કથન; એ પ્રમાણે પણ અર્થ લઇને એકજ સ્થળે અવાય

છે. આવી રીતે સંસ્કૃતનો આધાર અને તેનું અનુકરણ ન હોય તો; શ્રોતાજનની મનની સ્થિરતા ડગમગે, એવી ભીતીથી વારંવાર વિસ્તાર પડે છે કે "હવે શ્રોતાજન સંદેહ નવ કરશો, સુણી અદભુત લખવું બ્રહ્માંડ કથામાં એહ કથા છે, વ્યાસવચન નિરધાર"

આ પ્રમાણે, બ્રહ્માંડ પુરાણમાં છે અને મારૂં કથન કાંઇ નવીન પદબંધ કે નુતન પ્રયોગ નથી એ વાત સ્પષ્ટ કરવા સારૂ આમ કહેવાની જરૂર ગણે છે. "સહસ્ત્ર શીર્ષા" એ પુરૂષ સૂકત મંત્રનો આરાત્રિંક કરીને, દશાવતારનું કથન કરીને, પુરાણના વ્યાસજીનું આવાહન કરવું યોગ્ય ગણાયું છે તેમજ નરસિંહ મેહેતાનું કથન પણ ટાંકવું જરૂરનું છે, ઉપર એક વખત ઉચિત સ્થાને સુચન કરયું છે તે મુજબ નરસિંહ મેહેતાના વચનો મહામુનિ વ્યાકુતુલ્ય લેખાઇ તેનો આધાર ઉત્તર ભાગમાં થઇ ગયલા કવિજનો લે છે.

એ શિવાય બીજું એ કે સંસ્કૃત કાવ્યોમાં સર્ગબંદ્ધ ખંડબંદ્ધ ઇત્યાદિ જે રીતી જોવામાં આવે છે તેમજ પુરાણોમાં સ્કંધ અધ્યાય ઇત્યાદી કાવ્ય રચના પ્રતવે વિભાગ થયા જાણીએ છઇએ, તે પ્રમાણે અધ્યાય અને તેના અવાંતર વિભાગ કડવાં અને તેના "છાયો" ઇત્યાદિ રીતિવડે ગુજરાતિમાં કાવ્ય કરનારાઓ પોતાના ગ્રંથો લખવાનું યોગ્ય માનતા હતા. કારણ બીજાં અનેક હશે પરંતુ એક એ પણ કાં ન હોય કે લાંબા લાંબા સર્ગો અને અધ્યાયો તેમજ સ્કંધોમાં સંધાન અને અનુસંધાન કરવામાં કંટાળો જો કોઇ વાચકને કે શ્રોતાજનને આવતો હોય તે જાણ્યો હોય તો તેવો કંટાળો દુર કરવાના, તેમજ અધિક રસવાળું કાવ્ય માત્ર આવા જુજ કારણે બગડી જવા સંભવ રહે તો તે ટાળવાના હેતુથી હોય. વળી એ પણ હતું કે જ્ઞાની કવિજનો રૂપક બનાવી કે કંઇ સંવાદ જોડી કાઢી જ્ઞાનનો બોધ કરવાનું યોગ્ય જાણતા; જેવાં કે "જીવરાજ શેઠની મુસાફરી" "મન વિચાર સંવાદ" વીગેરે. એજ પ્રમાણે ભકત કવિજનો "મહીના" અને "કક્કો" એ બે વડે કૃષ્ણના કીર્તન પ્રકારની ભકિત પ્રદર્શિત કરતા હતા. સમયને અનુકુળ રહેવાનું કવીઓ યોજે એ સ્વાભાવિક છે. પ્રસ્તુત કવિ ગીરધર પણ એ રીતે "બાર મહીના" વિરહાવસ્થામાં શી રીતે કાઢયા તેનું વર્ણન કરતું કાવ્ય લખે છે.

આ રીતે કૃષ્ણકીર્તન અને રાધાપ્રેમ એ બંને હેતુ વર્ણનના રાખી તે કાળના કવિજનો કાવ્ય કરતા એ પ્રસ્તુત સમય પરત્વે ઘણાને લાગુ પડે એવું છે. તો તેવામાંથી વળી પ્રીતમદાસ કવિને ઉદ્દેશી કાંઇ બે બોલ કહેવા પ્રાપ્ત થાય છે. રા૦ ઇચ્છારામભાઇ લખે છે તેમ "ભાટ ભાટ ભાટુડી લૈ કોટે બાંધી ચાટુડી" તથા "ચારણ ચારણ ચારણીઆ, કોટે

ખાંડ્યું ઘંટીનું પડ" તે કહેવત અનુસાર શુદ્ધ ઓજસ, ગુણુ અલંકાર, રસ ઇત્યાદિના અધિક અંશે દેખાવ વિનાનાં કાવ્યોનું જેને નામ પણુ યોગ્ય નથી, એવાં કવિતા એ વર્ગ લખે છે; અને પોતાના કવિતા રચવાનો પરંપરાનો ધર્મ કે ધંધો વિસારે મુકતા જાય છે. પરંતુ પ્રીતમદાસ એ આક્ષેપોતસરગનું માનવંત અપવાદ છે એમ કહેવાયું છે. તેમ ધીરો ભકત બીજું કે પહેલું એ ગમે તે મનાય પરંતુ એ પણુ અપવાદ તરીકે તો લેખવામાં છેજ.

આ કવિ વિષે લખતાં પહેલાં, તેના સમય વિષે લખવું, ઉપોદ્ઘાત રૂપે ગણાવાથી તે પ્રસ્તાવ પ્રથમ કરવો રૂચીકર થશે. આ સમયમાં પણુ લોકો આગળના સમયની સમાનજ સનાતન ધર્મ માટે આસકિત ધરાવતા હતા. મુસલમાની રાજ્યમાં જેમ હિંદુ ધર્મનું સ્વરૂપ કાલને અનુકૂળ થાય એવું વલ્લભીસંપ્રદાયે અધીક ડોળ અને ઉપર ઉપરના ભપકાવાળું શોધી કાઢી પ્રર્વતાવ્યું હતું અને અસંખ્ય અનુયાયી વર્ગ તેમજ બીજા તે સંપ્રદાયના પ્રચારકો મળી આવ્યા હતા; તેમજ આ યુગમાં જોઇએ તો એવોજ અનુકૂળતાવાળો સંપ્રદાય—સ્વામીનારાયણુના—અસ્તીત્વમાં આવી ચુકયો હતો. પ્રથમ તે મત પ્રર્વતકોની માન્યતા મૂર્તિપુજા વિરૂદ્ધ હતી; પરંતુ કાલને વશવર્તી બની જઇ ધીરે ધીરે તેઓ મૂર્તિને રૂપાંતરે ગ્રાહ્ય ગણુવા લાગ્યા. શિવજી જોગી કરતાં આવા કાળમાં વિષ્ણુ ભોગી ઇષ્ટદેવ તરીકે વધારે સમુદાયમાં માન્ય થાય, અને સનાતન ધર્મ જળવાય. એ કોઇનો દર્શાવેલ અભિપ્રાય સત્ય છે. અને તે પ્રમાણે વલ્લભાચાર્યના જેમ સ્વામી નારાયણુના સાધુ—નેતાઓ પણુ વિષ્ણુભકિત અને ભાગવત એ બે પ્રધાનપદે ધર્મના સંબંધમાં તો ગણુવા લાગ્યા. હવે આ સમય પણુ પેશ્વા, મરાઠા, અને યુરોપીજનોના કલહનોજ હોવાથી અને જાન માલની પણુ—આગળ જેટલે દરજજે નહી તોપણુ—પૂર્ણ સ્થિરતા કે નિર્ભય પણું ન હોવાથી વ્યવહારીક અસ્વસ્થતા સુચવે છે. બહિઃસૃષ્ટિનો કોલાહલ અંતરાત્માને ડહોળી નાંખે તો એ સ્વાભાવીક છે, તો પછી અવલંબનાર્થે કોઇ સ્થળો શોધવાનો પ્રયાસ અંતરાત્મા કરે તેમાં આશ્ચર્ય નથી. સંપ નહીં, એતો ઇતિહાસના પાટીઆ ઉપર હિંદુસ્તાન માટે પુરાણા કાળથી લખાઇ આવેલ વર્ણો હજીપણુ લીલા હતા ત્યારે જે કાંઇ નિકટ આશ્રયભૂત પદાર્થ આવી જાય તેનો લાભ લેવા અંતરવૃત્તિની તત્પરતા હોવીજ જોઇએ વળી ધર્મગુરૂઓ અર્થાત બ્રાહ્મણો જ્યારે આવે વખતે, સનાતન ધર્મનું સંરક્ષણુ કરવાનાજ હેતુથી તો ખરૂં પરંતુ અન્ય સંપ્રદાય કે મતમતાંતર તરફ જરા પણુ વલણુ ન બતાવવાના દુરાગ્રહ વડે, તે પંથનું ગ્રહણુ કરનારાઓનો તિરસ્કાર કરતાં છતાં, સ્વધર્મ જાંબંધી ઉપદેશ કરવામાં પોતાનુ સામર્થ્ય હારી બેઠા હતા, તેવામાં તો જે

નજીક અને કાળને અનુકૂળ માર્ગ દેખાય તેનો સરલતા વડે સ્વીકાર કરાતો હોય તો તે કોણ ચુકે ? તે પ્રમાણે બ્રાહ્મણ સિવાય અન્ય વર્ણે સંખ્યાબંધ તે મતોનો સ્વીકાર કરવા માંડયો, તેમાં પાખંડતા, ધુર્તતા ઇત્યાદિ અંધ પરંપરા જોવાય તો પોતાને પાપે વહોરી લીધેલી વિપત્તિનો ત્યાગ પણ ન કરાય અને તે વીષે વાર્તાની લોંકડી–શૃગાલા–ની સમાન, કોઇને કહીને પણનો સત્ય સાંત્વનોપાય ન શોધાય, ત્યારે તો તેજ અંધ પરંપરા વધારવાનો પ્રયાસ કરવોજ યોગ્ય મનાય. એ રીતે 'સ્વામીનારા યણના સંપ્રદાય પાળનાર દિન પ્રતિદિન વધતા ગયા હોય તો કાં એમ ન બને ? આથી વર્ણ ધર્મ વધ્યા; આશ્રમ ધર્મ પળાતા બંધ થયા; જ્ઞાતી ભેદ વધ્યો, અને છેવટે નાનાં નાનાં તડાં એટલે અંશે અધીક બંધા યાં કે કુસંપ એજ પ્રધાન ગુણ ગુજરાતના લોકોમાં જોવો અવશેષ રહ્યો પિતા એક પંથનો અને એક આચરણનો, તો પુત્ર અન્ય ધર્મનો અને અન્ય આચારનો. આમાં કેટલાક તો કુમાર્ગે જવાના આશયથી અમુક ધર્મ–પંથ સ્વીકારતા હશે તો કેટલાક સત્ય કયાં સશે તેનો ગભરાટ થતાં તેની શોધ માટે જ્યાં ત્યાં ઝંપલાતા હશે; અને છેવટે પાંખડપણું અને ધૂર્તતા ધ્યાનમાં આવતી હશે ત્યારે અખા, વલભ, પ્રીતમ ઇત્યાદિ કવિ જનોની જેમ બધો પટાંતર દુર કરતાં વગોવાણું જોડતા હશે અથવા મુંગે મ્હોંએ દુર ખશી જઇ નમી માર્ગ આપવા જેવું કરી વળી બીજા પંથમાં ભટકાઇ છેક અવસાન સુધી પણ સત્ય નહીં શોધાયું હોય.

આવે વખતે સંસ્કૃત ઉપર શ્રદ્ધા હોય તેવી રહે તે છતાં જ્યારે સ્વધર્મ વ્યાખ્યાન સંસ્કૃતમાં હોય તે હાથમાં આવે તેમ ન હોય અને જો હાથમાં પાના કે પુસ્તક આવી શકે તો તેનું સ્પષ્ટીકરણ કરનાર ગુરૂઓ સારા મળી આવવાની વિષયતા હોય; ત્યારે તો અવશ્ય પ્રાકૃત તરફ રૂચી લોકસમુદાયની થવી જોઇએ. પ્રાકૃત જે ગયા સૈકાથી અર્થાત ૧૬૦૦ થી ૧૭૦૦ સુધીમાં અધિક અંશે ખેડાવા લાગી હતી, તેમાં વધારે વૃદ્ધિ થતી ચાલી, જ્ઞાન તે કેવળ કે ભકિત સમેત અથવા વળી શરૃંગાર પ્રેમ સહ વર્તમાન ભકિત એ ત્રણમાંથી ગમે તે વિષય ચર્ચવામાં આવે, પરંતુ તે પ્રત્યેક સંસ્કૃતને આધારે પ્રાકૃતમાં ઉતારાતો. આથી નીતિ તથા વૈરાગ્ય સંબંધી હરકોઇ ગાઇ કે વાંચી શકતું અને રાધાકૃષ્ણનાં અનેક પ્રકારનાં ગીત તો ગમે તે માણસ ગાય એવી સ્થિતીમાં મુકાયાં. સમયા નુકૂળ રસથી ભરપૂર સમયને અનુકૂળ પડે તેટલુંજ જ્ઞાન અને સમયને અનુકૂળ પડે તેટલોજ ધર્મનો વિષય એ બધા ગ્રંથોદ્વારા પ્રકાશ થવા પામ્યાં. કર્મ અને અહર્નિશ ધર્માચરણ, શાસ્ત્રની વિધિ અને નિષેધ એ વગેરે વેદોકત ધર્મ, શ્રત સ્માર્ત સૂત્ર ઇત્યાદિનો ધર્મ ઉપરથી બારોબાર અંકુશ ઉઠી ગયો, અને પુરાણોદ્વારા, કાવ્યગ્રંથોદ્વારા એ આડકત્રી રીતે,

થોડે અંશે ટકી રહ્યો. વિદ્યાનો પ્રચાર બંધ થયો; અધ્યયનનાં સ્થળો ચારેક સૈકાથી ઘટતાં જતાં હતાં તે છેક દુર્બળ અવસ્થામાં આવી માત્ર ગણ્યાં ગાંઠ્યાં જગ્યામાં સ્વકાર્ય ચલાવતાં હશે.

---

## પ્રકરણ ૮ મું.

આ વખતે એટલું કહેવું પડે છે કે, પ્રીતમભટ અને વલ્લભભટ બંનેને એક સાથે વિવેચન માટે ઉતારીએ તો અયોગ્ય નથી; કારણ કે આગળ પ્રીતમદાસનું વર્ણન કર્યું તેની બીજેજ વલ્લભદાસના પણ સમયનું અવલોકન મુકયું છે, એ એજ ઉદ્દેશથી કે બંને વિષે સાથેજ ચર્ચા થઇ શકે. વચે આવી જતા કાળીદાસ વીષે બે બોલ કહી તે પહેલાં પતાવી દીધું. હવે ચરોતરના બંને રહીશ હતા; અમદાવાદના વલ્લભ અને સંધેસરનો ભાટ પ્રીતમ; તે સંવત ૧૮૦૦ ના છે છેલ્લા અને સંવત ૧૯૦૦ ના પ્રથમ પાદમાં અસ્તિત્વ ધારતા હતા એવું નિર્ભિયપણે મનાય, એમ આગલા ચરિત્રકારોના કહેવાથી તેમજ તેઓના ગ્રંથના વરસો ઉપરથી સિદ્ધ થઇ શકે છે. ભકિત અને જ્ઞાન એ બે વિભાગ તે બંનેના ગ્રંથો ના સમાનપણે કરાય; બંનેની ભકિત વિનયવાળી અને કવિતા પણ સમગ્ર રીતે લેખીએ તો "સાર્થ રસભરી, જોશથી ઉભરાતી, કોમળ, સરળ અને અલંકારથી ભરપુર" છે. અગર જો તે સમયની ભકિત શ્રંગારીજ હતી, છતાં એ ચેપ બંનેને લાગવા પામ્યા ન હતા. પ્રથમ વલ્લભ વિષે લખીએ તો તેને તો એમ બનવાનું ખાસ કારણ એ હતું કે બાલ્યાવસ્થાથી વૈશ્નવી સંપ્રદાયમાં ઉછરેલા અને સમજણ ખીલ્યા પછી તે સંપ્રદાયના દોષો પોતે સંપૂર્ણ સમજી ગયો; તે એટલે અંશે કે પક્ષાપક્ષી ભાવ, નીચ ઉંચ ભાવ ઇત્યાદિ જે સંપને હાનિકારક યોજના, પૈસા અને કીર્ત્તિને લોભે, ધર્મગુરૂઓ કરી બેઠા હતા તે સઘળીની સામે અખા નીસમાન ધર્મ-યુદ્ધ માંડી બેઠો; અને છેવટે પોતે વૈષ્ણવ મટી, શકિતનો ભકત બની ગયો, તે એવો ખરા દીલથી બન્યો કે હજી પણ એનાં કાવ્યો વાંચતાં અમુક જાતથી "વડક" ઉભરાઇ જતી કવિતામાંથી ઉત્પન્ન થાય છે તે કોઇ પ્રસંગે વાંચનારને વીરરસ, અદ્‌ભુતરસ, શાંતરસ ઇત્યાદિ અનેક રસમાં ઝંપલાવે, એવી સમર્થ જોવામાં આવે છે. જગજાહેર દંતકથા ફરી લખવાથી ચર્વિત ચર્વણ થાય અને તેમાં કાંઇ લાભ નથી માટે તે દુર રાખી એટલું બોલવું બસ છે કે તે સમય આવા કીસ્સાઓને અનુકુળ પણ હશે.

શિવાજી અને ઔરંગઝેબના મરણ પછી ઘણે વરસે મરાઠી રાજ્યના સ્થાપનાર બાલાજી વિશ્વનાથના મરણ પછી, અને પાણીપતના છેલ્લા દારૂ

"ણુ યુદ્ધ ૧૭૬૧ પૂર્વે જે સંકટમય કાળ વરત્યો તે વખતે કાંઈક મરાઠા રાજ્યકર્તાને ધર્મ પ્રત્યે તીવ્ર લાગણી પ્રદર્શિત કરવાનું બની આવવાથી ગુજરાતની હિંદુ પ્રજા સઘળી સ્વધર્મના અનુષ્ઠાન પ્રત્યે ઉત્તેજીત થઈ હોવી જોઈએ. એવે વખતે કાંઈ ક્ષુભિત હૃદય પણ થયું હશે, તે બે પ્રકારેઃ—એક તો ધર્મને પુનરૂજ્જિવિત કરવાને કારણે; અને બીજું ઉપાધીભૂત ાવધીકર પુરૂષોના ત્રાસને કારણે. આવે વખતે ગુરૂઓ જે જે અખા તથા પ્રેમાનંદના સમયથી થતા આવેલા, અને જે જે મતમતાંતરની સ્થાપના થઈ હતી તેના અગ્રણીઓ બનતા આવેલા તેનું થોરેઘણે અંશે વર્ણન અખાના યુગમાં આવી ગયું. ઉપરાંત એટલું કહેવું પ્રાપ્ત થાય છે કે તેઓ પોતાનો અર્થ સાધવા નિરંતર તત્પર રહેતા. ઘણે ભાગે તેઓ વંશપરંપરાથીજ ગુરૂપદ ભોગવતા હોતા હોવા જોઈએ, એટલે ગુરૂ અને શિષ્યભાવ દ્રઢ રીતે સ્થાપિત ટકયો રહે; પરંતુ એમ કરવા જતાં એક હાની એ થઈ આવી કે તેઓ વિદ્યાભ્યાસ છોડી દઈ, માત્ર એજ આજીવિકા—સાધન મુખ્ય છે એમ માની લોકો ધર્મને બહાને સધર્મ કર્મ ઈત્યાદિથી રહેલા હશે તોપણ ગુરૂએ નામ પડતાંજ, અંધપરંપરા ન્યાયે માનપુરઃસર તેઓની પ્રત્યે જોશે અને વર્તશે; એમ દ્રઢ વૃત્તિ રાખી ત્રાસ અનેક પ્રકારે પોતાના આચરણમાં બતાવવા લાગ્યા. આવા અનાડીપણા સામે સર ને ટક્કર ઝીલવાની હામ હોતી નથી, તે તો યુગનો સ્વામી થવાને લાયક, "કારલાઈલ" ના કહેવા મુજબ જનસમુદાયનો નાયક થવાને પાત્ર, સુધારાના ઈતિહાસમાં પ્રગટ થતા પ્રસિદ્ધ ચરિતવાળા "કરસનદાસ મુળજી" ની સાથે તુલના કરવા યોગ્ય, એવા ગુરૂઓને ઝંપાપાત કરનાર તો એક અખો ભકત અને બીજે નંબરે ગણીએ તો વલ્લભભકત એ બે નીકળ્યા. એની માન્યતાજ એવી હતી કે કલી કાંઈ ખાસ યુગ છે, અને તેનું મૂર્તિમાન રૂપ વ્યવહારમાં જડતું નથી એવું નથી: પરંતુ એવા અનર્થ પરંપરાના કર્તાએજ કલિનું એક સ્વરૂપ સમજવું. કહે છે કેઃ— "વિપરીતધારી વેષ ને હો બહુચરી અનર્થ કરે છે રાજ" ઈત્યાદિ. એવે વખતે ગુરૂઓ જ્યાં લોકો ભોળા ભાવે તેમની સેવા કરવા તત્પર હોય ત્યાં અથવા લોકોની આસ્થા પુરણ જામેલી રહે એવા અનેક પ્રકારના ઢોંગ કરે તે ફળીભુત થાય, એવે એવે સ્થળે પોતાનો ઈલમ ચલાવવા માંડયા. આ ઈલમમાં મુખ્ય સાધન જ્યોતિષ થઈ પડયું હોવું જોઈએ. કારણ કે જોશીનો ધંધો વધારે અધોગતીને પામ્યો હોય એમ વર્ણન થયેલું વાંચવામાં આવે છે. સામળે જ્યોતિષીનો ઉદ્યમ કરી નિર્વાહ કરનારને સારી પંકિતના લેખ્યા તે પણ વાત ખરી; કેમકે એ ધંધો સત્ય શોધવાનો અને અમુક સમષ્ટિની વ્યષ્ટિ પરત્વે થતી અસરને ઓળખી તે ઉપરથી ભવિષ્યનો વર્તારો પાડવાનો છે; છતાં કેટલાકના હાથમાં ગેરઉપયોગ પણ થયો હોય. કાં તો નહીં તો વલ્લભ અને પ્રીતમ બંને એક

સરખે અવાજે તેને ધિક્કારનાં વચનવડે અધિક્ષેપ કરવા ઉઠત નહીં:–
"કથા કહે કુપાત્રને હો બહુચરી, ગમે જોશીના જોશ;" (વલ્લભ) "ગમે
ગરોડા જોશ પોમલીઓ કર જોતી:" (પ્રીતમ).

ધર્મને બહાને તો કંઇક ઢોંગ મંડાયા હતા એ વાત નિર્વિવાદ છે.
કેટલાક ગુરૂઓ સારી વૃત્તિના નહી તેથી લોકોને તેઓ ઉપરથી શ્રદ્ધા ઘ
ટી ગઇ; એ પણ નિ:સંદેહજ છે. તેમાં અખા વલ્લભની એક કોટિ ત
થા ધીરા પ્રીતમ (ભાટેભાટની) બીજી કોટિ; અર્થાત્ અખા વલ્લભ જેવા
ને ગુરૂઓ માત્ર નડતરરૂપ ભાસતા અને ગુરૂ તે સત્યય સ્પષ્ટ અને રૂજુ
પણે સમજાવનાર એક લાખમાં માત્ર જાણે એકજ હોય નહીં એમ ભા
ન કરાવતા, ગુરૂ વિના ચલાવવા ભલામણ કરે છે અને જ્ઞાન તો ગુરૂ
ગમ્યજ છે એ સૂત્રની નિરર્થકતા સિદ્ધ કરવા તત્પર થયા હોય એમ જ
ણાય છે. ધીરો અને પ્રીતમ વીગેરેની પંક્તિના જનો, જેને ગુરૂથી કંઇ
લાભ થયો અને જે લાભ સાથે એટલું ઉમેરવા તક લેવી જોઇએ કે
અખાને પણ થયેલું છે છતાં તેણે એવા ગુરૂ શોધવાની ઘણી વિકટતા,
તેથી કોઇને ખાડામાં ન પડવા દેવાના સારા ઉદ્દેશથી તેણે એ વીશમ
માર્ગ લેવા ભલામણ સરખી પણ ન કરી–તેવાઓએ ગુરૂનાં લક્ષણ આ
પ્યાં કે જે વિષે વધારે વિસ્તારથી આગળ લખવાનું છે, તે લક્ષણવાળા
ગુરૂઓ મળે તોજ ગુરૂ કરવા, એ વાત બંને કોટીને સમાન ભાવ ધરા
વવાનું કરી મુકે છે. ટુંકામાં તેઓનો ક્રોધ, લોભ વગેરે દૂષણોથી ભર
પૂર સ્વભાવજ તેઓને નાલાયક બનાવવા સમર્થ હતો કૃષ્ણારામ કવી
ગાય છે તે પ્રમાણે:–"શાસ્ત્ર તણી નહીં સાન વામ મારગે વાલે; કરીને
મદિરાપાન મોટા થઇને મહાલે; મારણ મોહન જાર ઉચાટ ન આરાધે;"
ઇત્યાદિ ગુણોવાળા જો ગુરૂઓ થવા માંડે તો અવશ્ય તેઓ પોતાના
અંતેવાસી તરીકે માત્ર મૂર્ખ જનોજ મેળવી શકે. ખરા ભકત
કે ભણેલા અથવા ડાહ્યા માણસો તો તેવાઓનો ત્યાગજ કરે.

આટલી વાત ગુરૂપરત્વે કહી તે માત્ર પ્રીતમદાસની કથા ઉપરથી
આડે રસ્તે જઇને સમયની સંસ્થાને સંબંધે જે જે ચર્ચા વચનો યોગ્ય
ગણ્યાં તે કહેવાના આશયથીજ. સમયની સર્વ સંસ્થા પરત્વે તો કૃષ્ણા
રામનાં વચનો સંપૂર્ણ રીતે ઉપર ટાંક્યાં છે તેમાંથી ઘણું પ્રાપ્ત થઇ
શકે, પરંતુ પ્રત્યેકને માટે આવો સ્થળ રોકવા માંડીએ તો અપ્રસ્તુત
પણાનો દોષ વ્હોરી લેવાનો બની આવે માટે તે કવિતા પોતેજ, એ
માટે બસ ગણી, પ્રીતમદાસ વિષે બે બોલ કહેવા તરફ વળવું ઠીક છે.
બ્રાહ્મણ તેમજ બીજા અતિથિનો પૂર્ણ સત્કાર કરવો જોઇએ; અને
બ્રાહ્મણને તો માનપૂર્વકજ રાખવા જોઇએ, એ સનાતન ધર્મ મનાથાથી
સર્વ કોઇ એ પ્રમાણે કરતું એમ તો ન મનાય; પરંતુ સારા આચાર

વાળા અને ભકિતભાવધારી પુરૂષો એ પ્રમાણે વર્તતા એ પણ જોવામાં આવે છે. વિદ્વાન લોકોની સંખ્યા ઘણી થોડી અને સદધર્મનું શીક્ષણ આપે એવા શાસ્ત્રી કે પુરાણી ડાહ્યા માણસો પણ વિરલા; વળી સંસ્કૃત ભાષાનો તો અભ્યાસ છે કે બંધ થવા આવ્યો હતો એમ કહેવું પણ અયોગ્ય નહી ગણાય; તો એવે એવે કારણે જીજ્ઞાસુ વર્ગ ધર્મ માટે શિક્ષણ લેવાનાં ફાંફાં મારતા, જ્યાં ત્યાં ભરાય એમાં આશ્ચર્ય જેવું નથી. પ્રીતમદાસ આ પ્રમાણે "બ્રહ્મનિષ્ઠ સાધુઓનો આદરસત્કાર કરવામાં મોળો પડયો ન્હોતો." સ્થિતિ દુર્બળ હોય કે ન હોય, પરંતુ ધર્મ એ પરમાર્થ સાધક; અને બીજાં બધાં વ્યવહારિક શ્રેયઃસાધક; એટલે ધર્મ માટે અર્થનું અર્જન અને ધરમાર્થેજ અર્જીત કરેલાં અર્થનો વ્યય એ સશાસ્ત્ર વાત, રૂઢિથી ચાલી આવેલા હોવાથી પ્રીતમે તે પ્રમાણે વર્તન કરવા માંડેલું. આ વખતે એટલું એ પણ ધ્યાનમાં રાખવાં જેવું છે કે વેદાંત વિગેરે સામાન્ય રીતે વૈરાગ્યનું જ્ઞાન તો મુખથી અપાતું તેમાં કોઇ રીતે ગ્રંથોની આવશ્યકતા રહેતી નહીં. અખાએ પણ એવી રીતેજ જ્ઞાન પ્રાપ્ત કર્યું હોય એમ કહેવાય છે; અને પ્રીતમ પણ એ મુજબજ. તો પછી એવી રીતિનો બોધ કરનાર, કથા શ્રવણું કરાવનાર અને કથાનું શ્રવણ કરનાર શ્રોતાજનોનો સમુહ એ બધું પરંપરા બંધાયલું હોવાને લીધે જે શ્રેણિયે પૂર્વજો ગયા આવ્યા તેજ શ્રેણીયે વર્તવું એવા નિશ્ચય વાળા જનો હજી પણ ટકી રહેલા હોવાથી—હોવું જોઇએ; પછી થોડે અંશે હોય કે અધિક અંશે, એ સિદ્ધ નથી. આવામાં કેટલાક ગુરૂઓ પાખંડી ને ધૂર્ત હોય તો તેના શ્રોતાઓ અને અનુયાયીઓ અંધ પરંપરા ન્યાયે વર્તનાર હોયજ. સંસ્કૃતનું પણ અધ્યયન કરનાર અને તેમાં પણ વ્યાસ સૂત્ર ઉપરનું શંકરાચાર્યનું ભાષ્ય વાંચનાર વર્ગ ગમે તેટલો નાનો પણ અસ્તિત્વમાં હતો; અને ષડ્દર્શન ઉપર પ્રીતિ તેમજ તેમાંના પ્રત્યેક તરફ ખેંચતાણ કરનાર સમુદાય પણ હશે કે જે ઉપરથી અખાનાં વચનો "ષડ્દર્શનના જુજવા મતો" ઇત્યાદી. અને "શબરી સંસ્કૃત ભણી હતી કયાં ભાઇ," ઇત્યાદી. આ સમયને માટે પણ યથાર્થ નીવડતાં. આવી સ્થિતિ છતાં પણ ષડદર્શનના અનેક ગ્રંથો માંહેથી કોઇ એકનું પણ પદ્યાત્મક ભાષાંતર કરેલું જોવામાં આવતું નથી. માત્ર પુરાણોના ઇતિવૃતો તથા અનેક આખ્યાનો થયેલાં છે. તેમજ સ્કંદોનાં ભાષાંતર કરાયાં છે. કોઇએ વેદાંત સુત્ર કે યોગવાસિષ્ઠનું કાવ્ય કે ગદ્ય રૂપે ભાષાંતર કરી ગુર્જરગિરાના સાહિત્યમાં એ પ્રકારે અભિવૃદ્ધિ કરી જણાતી નથી. નરહરી કવિના ગીતાજીના ભાષાંતર તથા ધીરા ભકતના યોગ ઉપર વ્યાખ્યાન ઉપરાંત ભાગ્યેજ અન્ય કવિની એ દીશામાં કૃતિ હાલ તો જાણુવામાં હોય એમ લાગે છે. આ ઉપરથી એટલું સ્પષ્ટ સમજાય છે કે (૧) કાંતો ષડ્દર્શન વિગેરેને શુષ્ક માની

તે જનસમુદાયને સામાન્ય રીતે હીતકર ન માન્યાં હોય અને પુરાણો-દ્રષ્ટાંતો વાદો ઇત્યાદિ વડે તે કાર્ય કરવા સમર્થ છે એમ માન્યું હોય; (૨) અથવા તો તે વિષય અને દુખથી ગ્રાહ્ય કરવા યોગ્ય ગ્રંથોના શિખવનાર થોડા રહ્યા હોય ગમે તે હોય પણ તે બધા પ્રત્યે માત્ર આણુસમજની શ્રધ્ધા રહેલી હોવાથી દુરાગ્રહ વધવા લાગ્યો, અને કોઇ સ્થળે અનાદર વધવા લાગ્યો. શુષ્કવેદાંત કે નિરર્થક કર્મ મીમાંસા, નીરસ સાંખ્ય ન્યાય કે વૈશેષિક મતો તેમજ આયાસજનક યોગ, એ બધાં દુર રહ્યાં અને તે સર્વનું દોહન-ગીતા અને પુરાણ ગાથાનું તેમાં સમાયેલા જે પ્રેમભાવ તે ભકિતનું-સાંખ્ય અને સજીવ સ્વરૂપ બન્યો. તે એટલે અંશે કે અમુક યુગો સુધી તો એજ પ્રેમશુદ્ધ રહ્યો પરંતુ કાલક્રમ કરીને તે ગદાપતીત ભાવ પામ્યો. વીચાર વીચારમાં ભેર છે; મત મતમાં ફેર છે; અને રૂચિ ભિન્ન ભિન્ન છે; એટલે શૃંગારી પ્રેમની ઉચ્ચતર ભાવના માનનારા લોકો પણ નીકળી આવે કે જેઓ તે પ્રેમને સમયાનુ કૃળજ છે એટલું માન આપવા ઉપરાંત, એમ પણ ધારે કે તે છેવટે શુદ્ધતર ભકિતમાં લીન થાય છે; પરંતુ તે વાદવિવાદ સાથે અહીં કાંઇ પ્રયોજન ન હોવાથી તે એક તરફ મુકવું યોગ્ય છે. ટુંકામાં એટલું તો સચજ છે કે એ પ્રેમભાવ અધિક પરિણામ પામ્યો; અધિક વિકારવાળો થયો અને કાળ બળે તો પછી પરિણામ અને વિકાર એ બે વિરાગમાં શોભે કે સંભવે નહિં. અને બીજી રીતે પણ જો મુકિત એજ ઇષ્ટ વાત હોય તથા સાંસારિક પદાર્થોથી જન્ય નથી એ વાત અનુસંધાને હોય, તોજ પ્રેમ એ રાગ હોય દ્વદ્વનો ભાગ બને, માટે અગ્રાહ્ય ગણાય; નહીં તો કાંઇ વિરોધ નથી. એ સમયમાં વ્યવહારિક પદાર્થોથી જન્મ અને તેને વીરોધી કોઇ રીતે નહીં-એવું ભકિતથી મુકિતનું લક્ષણ માનવામાં આવ્યું હતું તો પછી ષડ્દર્શનની સામુ જોવા પ્રયોજન નથી રહેતું એટલુંજ નહીં, પરંતુ ષડ્દર્શન તો માત્ર સંસ્કૃત ભણેલા જ્ઞાનને અર્થેજ અધ્યયનનો વિષય બનાવતા. આવે વખતે લોકો પ્રાકૃત ઉપર આધાર રાખવા લાગ્યા અને નરસિંહ પ્રેમાનંદ વગેરેનાં વિખ્યાત કાવ્યો પ્રત્યે પ્રેમ વધ્યો. સારા હૃદયવાળાઓ પુરાણો ઉપરથી શુદ્ધ પ્રેમવાળી ભકિત અને તે નહીં તો કેવળ જ્ઞાન એજ આવશ્યક માની, તેવી જાતીની કવિતા રચી સ્તુતિનો લાભ સાધવામાં રોકાયા. સામાન્ય જનો ઠાઠ અને બાહ્યરના ડોળ આડંબર વીગેરેથી મોહિત થયા; અને પરિણામે તેઓ તે પ્રકારનાં કાવ્યો રચી પોતાની ભકિત પ્રગટ કરવા લાગ્યા. સમાન્ય જનો અવ્યકત કરતાં વ્યકતથી અધીક પ્રસન્ન રહે છે અને તેઓનાં હૃદય જેમ વૈદ્યુતિક શકિતથી પુર્ણ લોહચુંબક જેવો પદાર્થ અસમાન ગુણવાળો હોય તોજ અન્ય પદાર્થોને આ કર્ષે એ ન્યાયે શુષ્ક હૃદય અને શુષ્ક વેદાંત (દર્શનો માહેનું) એ સજાતીય ગુણ અથવા સમાન ગુણ બંનેમર તો

ગણાવાથી આકર્ષણશકિત ઉત્પન્ન થઇ શકિત નથી; તો તેવાં હૃદયોને ગ્રહણ કરવા યોગ્ય વિષય તો કેવળ રસવાળો હોવો જોઇએ. એ માટેજ આ ચાર પાંચ સૈકામાં શ્રંગાર પ્રધાન ભકિતભાવ પ્રાદુર્ભૂત જોવામાં આવે છે. ભકિતનું વિષય પણ અવ્યકત કે અગ્રાહ્ય, નિરગુણ, નિરલેપ, નિરાકાર, એવો નહીં; પરંતુ વ્યકિત કૃષ્ણ પરમાત્મા, અથવા ઇશ્વર શકિતનો ગમે તે અવતારિત અંશ. અંશ ગમે તો નર કે નારી. ઇશ્વર અર્ધાંગે જાયા સમેત છે, એટલે એ વ્યકત સ્વરૂપ કૃષ્ણ-રાધા, શિવ-ગૌરી ઇત્યાદિ બધાંનું ગ્રહણ કરવા યોગ્ય છે. કદાચ કોઇને વળી કેવળ શકિતસ્વરૂપ રૂચીકર જણાયું તો તેણે શકિત નારી સમાન, ગણી તેને આદ્યજનયિત્રી ગણી તેની ભકિત પ્રદર્શિત કરી હશે. પરંતુ હાજરા હજુર દેવ દેવીઓ અધિક અંશે રૂચીકર મનાય એ સિદ્ધ છે.

---

## [ પ્રકરણ ૯ મું. ]

સમયને અનુકૂળ પ્રાકૃત લગભગ થઇ ગયું હતું, તેમજ હિંદી ભાષા ઉપર પણ લોકોની પ્રીતી થોડીઘણી થઇ હોવી જોઇએ: કારણ કે કાવ્યની રચનામાં ઘણાખરા પ્રસ્તુત સૈકાના લેખકો હિંદી, વ્રજ ઇત્યાદિ ભાષાની કવિતા રચે છે, એટલુંજ નહીં પણ રાગ, તાલ પરત્વે જોઇશું તોપણ પ્રાકૃતમાંથી લીધેલા ઘણાખરા છે. સારંગ, મારૂ, કાનડો, પદ ઇત્યાદિ રાગો તથા રૂપક, ચોતાલો ઇત્યાદિ તાલ સંસ્કૃતમાં ન હતા પરંતુ થોડે ઘણે અંશે જયદેવ કવિના હાથથી રચાયેલા અને તેથી ઉત્પન્ન કરાયેલા પ્રીતિના ચેપ વડે જાણે પ્રાકૃત હિંદી વગેરેમાં ઉતાર્યું હોય નહીં તે પ્રમાણે જે જે રાગ તાલ વગેરેએ આધુનિક ભાષા-દુહિતામાં છે તેનું અનુકરણ કરવું આ પ્રસ્તુત વિષયના યુગના કર્તાઓએ ઉચીત ધાર્યું. વલભ ભટ પણ એજ પ્રમાણે કરી ગયેલા છે:-

( રાગ મારૂ; તાલ રૂપક. )

" એતો મ્હારી અરજ સુણજો, મ્હારા રાજ:—એ૦
શ્રી સલખનપુરી સાહેબા હો રાજ,
મેં બીન દામ ગુલામ નામરો:
એ માહારા શીરતાજ, મ્હારા રાજ—એ૦
બીપતી બીડારન ત્રીપુરે તારણ,
સુ[illegible]ર ણ શ ખ ર રાં કા જ;
બ હુ ચ ર બા ળી, બો હે બ ર દા ળી.
વલભ ગરીબ નીવાજ: માહારાજ.—એ૦ "

આ સમયમાં થઇ ગયેલા રણછોડ ભકત, રઘુનાથદાસ ઇત્યાદિ નાના કવિઓ તો "રાધા વીવાહ" "ઓધવજીનો સંદેશો" વગેરે અનેક કૃષ્ણ ભકિતની કવિતા રચી પોતે સાહિત્યમાં વૃદ્ધિ કરતા ગયા, અને સાથે ધર્મની આસ્થા વધારતા ગયા. નરભેરામ જેવા તો સામળની જેમ નીતિ, પ્રેમ વગેરેના વિષયો ઉપર લખી સામાન્ય વર્તન પ્રયોગ વ્યવહારે પક્ષે દર્શાવવાનું યોગ્ય માની રહ્યા. પરંતુ આ બધાઓ નાના પ્રકાશવાળા ગ્રહોનું પરિભ્રમણ પુરાણ ધર્મરૂપી સૂર્યની આસપાસ હતું એટલુંજ નહી પણ અખો, સામળ, નરસિંહ, પ્રેમાનંદ ઇત્યાદિ કવિ શીરોમણીની આસપાસ પણ હતું એમ માની શકાય. દ્રષ્ટાંત તરીકે અખા તથા સામળની ઝોક મિશ્રિતપણે નરભેરામમાં જોવાય છે તેઃ—

"નથી મૂર્તિકામાં પ્રભુ, નથી પાતાળમાં પેઠો;
કનકની મૂરતિ કરે, નથી ઇશ્વર મહી બેઠો;
નથી ઘોરોમાં પીર, નથી [illegible]નોને દેરે;
અસલ જુવે નહી કોય, સઉ નકલોને હેરે;
છે રામ નામ અક્ષર અસલ, બીજું નકલ કહેવાય છે;
કહે નરભેરામ ગુરૂ થકી, પ્રેમે પ્રગટજ થાય છે.

આ બધા કયારે ચોકસ અસ્તિત્વમાં હતા તે વિશે વિશેષ શોધ થયેલી નથીઃ તોપણ એ આ પ્રસ્તુત યુગના અમુક ભાગમાં થયેલા હોવા જોઇએ. તે ધારણાથી અહીં તેઓ વિષે બે બોલ કહ્યા તો તે અસ્થાને નહીં ગણાય. આ યુગના કવિ વિષે એટલું કહી શકાય કે તેઓ સામળ ઇત્યાદિની પેઠે બ્રાહ્મણ હતા એમજ નહી, પરંતુ ભાટ વગેરે જ્ઞાતિમાંથી પણ હતા. કપડવંજ તાબે તોરણાનો વણિયો કવિ રણછોડ ભકત તે અને રઘુનાથદાસ એ તો સામાન્ય રીતે કૃષ્ણ રાધિકાની શણગાર સમેત મૂર્તિનું કથન કિર્તન કરનારા હતા. તેઓના ગ્રંથો પણ ઝાઝા બહાર પડેલા નથી અને કવિ તરીકે બીજા વર્ગમાં માત્ર દાખલ થઇ શકે એવા છે. પરંતુ ઉપર કહેલ નરભેરામ તથા ભરૂચ જીલ્લામાં આવી રહેલા આમોદના બ્રાહ્મણ ગોવિંદરામ સમયની સંસ્થાને ઠોક મારતાં વચનો કહેનાર હતા એમ થોડે અંશે કહ્યું હોય તો અયોગ્ય નહીં મનાય. તેમાં પણ ગોવિંદરામે તો તેના સમયના ચારે વર્ણનું પોતાની મતિ અનુસાર વર્ણન આપ્યું છે તે પ્રસ્તુત વિષયમાં ઉપયોગી થઇ પડશેઃ—

"પ્રથમ કળીજુગનાં બ્રાહ્મણના લક્ષણ કહી સંભળાવું જીરે
ઉત્તમ જાતી માણુસ થઇને કરશે મદિરાપાનજીરે;
કળીજુગ આવ્યોજીરે.
ભૈરવ આદિ દેવને ભજશે, નહીં ભજે ભગવાનરે;
કળીજુગ આવ્યોજીરે.

ગાયત્રી સંધ્યા પરહરશે, કૃષી કર્મ તે કરશેજી;
બ્રાહ્મણી ખેતર ભાત લઇ જાશે તે ખાઇને પેટ ભરશેરે;
કળીજુગ આવ્યોજીરે.

માજમ મફર લસણ પલાંડુ ખાશે ખાંતે ખાંતેજીરે;
ભાંગ અફીણ ઘુંટીને પીશે; કરશે ફેલ બહુ ભાતેરે;
કળીજુગ આવ્યોજીરે.

કન્યાઓના પૈસા લેશે, દેશ પરદેશે દેશેજીરે;
શાસ્ત્રી પુરાણને ભણુવા મેલી, વૈદાં કરી ધન લેશેરે;
કળીજુગ આવ્યોજીરે.

... ... ... ... ... ... ...

ચોરે ચકલે બેસી દવાજ્વર નારી કથાઓ ગાશેજીરે;
કોસબોખના પાણી પીશે, બીજાને પણ પાશેરે;
કળીજુગ આવ્યોજીરે.

શમદમ તપ શાંતિ શૌચાદિક, એ બ્રાહ્મણના ધર્મજીરે;
તેનો ત્યાગ કરીને દ્વીજર, કરશે કુડાં કર્મરે;
કળીજુગ આવ્યોજીરે.

હવે ક્ષત્રીય માટે લખે છે તે:—

"જીવદયા કરવી ક્ષત્રીને, તે કરશે જીવ હીંસાજીરે;
ચોરી ચાડી ખાતર પાડી, ભેળાં કરશે પૈશારે;
કળીજુગ આવ્યોજીરે.

રાજાને રાજાના ચાકર લાંચ લોકની ખાશેજીરે;
જુડી જુડી સાખ્યો પુરી, અવળા ન્યાય તોળાશેરે."
કળીજુગ આવ્યોજીરે.

પછી વૈશ્ય વિષે કહે છે તે:—

"સાચા ધર્મને ખોટા કહેશે ખોટાને સત્ય ગાશેજીરે;
ઉત્તમ જાતિ નાતરૂં કરશે, નહીં ખપે તેનું ખાશેરે;
કળીજુગ આવ્યોજીરે.

કેટલાંક માણસ દીકરીઓને બાળપણામાં હણશેજીરે;
પરણાવ્યાનું દામ ખર્ચ્યાની દાઝે પાપ નહીં ગણશેજીરે;
કળીજુગ આવ્યોજીરે.

કુડાં રાખશે કાટલાં ઘરમાં લોકને ઠગવા સારૂંજીરે;
ઓછું દેશે અદકું લેશે કરે કર્મ નઠારૂં રે;
કળીજુગ આવ્યોજીરે.

કન્યા. કેરૂં દામ ન લેવું તેનું ફળ છે મોટુંજીરે;
તે કન્યાના પૈસા લેશે, કરશે કર્મ બહુ ખોટું રે;
કળીજુગ આવ્યોજીરે.

સાસુની શીખામણ વહુઓ અંતરમાં નહીં ધારેજી રે;
માતાને વહુ નિત્ય દબાવશે તોએ પુત્ર નહીં વારેરે;
કળીજુગ આવ્યોજી રે.
સાસુ કેરાં મેણાં ઉપર વહુ મેણાં બહુ લાવેજી રે;
દીકરાં સમજી રાજી થાશે સાસુ નણદી રીસાવેરે;
કળીજુગ આવ્યોજી રે.
ધણીને વહુઓ ધોકે મારશે, પરનર દેખી રાજીજી રે;
નારી પતિને શીખામણ દેશે, તેને કહેશે પાજીરે;
કળીજુગ આવ્યોજી રે.
સસરા સાળાને ત્રેવડશે, ભાઇઓ સાથે વેરજીરે;
બેન ભાણેજ ઘેર આવશે, તો લાગશે કડવું ઝેરરે;
કળીજુગ આવ્યોજી રે.
જંત્ર મંત્ર ને દોરા ધાગા ઘેર ઘેર કરતા ફરશેજીરે;
ત્યાગ વૈરાગ ને ધ્યાન ભજન સો, ત્યાગ કરી ધન હરશેરે;
કળીજુગ આવ્યોરે. ઇત્યાદી.

આ પ્રમાણે ચિત્ર ઓળખનાર કવિ વ્યવહારનાં સ્વિસ્તર વર્ણનમાં પ્રવેશ કરી રંગો ચિત્ર વિચિત્ર ભરી સંસ્થા પ્રદર્શિત કરે છે. તે વખતે સ્ત્રીઓમાં કુસંપ તો હાલ અને આગલા ઘણા જમાનાની માફક હશે; અને સાસુ વહુના ઝઘડા ઘણે સ્થળે વગોવાતા જોવામાં આવતા હોય પણ ખરા. હવે બે કલપના સંભવે (૧) કાંતો તે સમયમાં પ્રકાશ કરતી ગુણવાળી બાજુ આછા રંગની થોડા વિસ્તારવાળી હોવી જોઇએ. અને (૨) કાં તો તે અધિક વિસ્તારવાળી કરવાના હેતુથી આ કુમાર્ગ ગામીઓ સામે ઉગામેલો ચાબક તેઓનું એવા વિષયથી રક્ષણ કરે, એ માટે એકજ બાજુ ચિત્રેલી છે. કદાચ એમ પણ હોય કે બાળ લગ્નની રૂઢી અતિશય ઉગ્રપણે પ્રવર્તતી હોય તો પરિણામ ઘણાં ત્રાસદાયક થવા સંભવ રહે. તો વિધવાઓ વધી પડે; અને બીજું કજોડાનો ટોટો ન રહે. આ સ્થિતિ હશેજ એમ અનુમાન વલભનાં કજોડાંના ગરબા ઉપરથી કરવું નિર્બાધિત માની શકાય. કજોડાના ગરબામાં વલભ ભટે ઘરડો ધણી અને બાળક અણસમજુ કન્યાના વિવાહને ફીટકાર કર્યો છે, તો તેથી ઉલટું પણ બાળલગ્ન હતાં તે ખરૂં હોવુંજ જોઇયે. બાળલગ્ન વિષે આ સમયના બીજા એકાદ કવિના લખાણમાં વાંચવામાં આવે છે અને એ પણ સ્વાભાવિક છે કે તે બંને નિષિદ્ધ પક્ષો પ્રવર્તતા હશે, કારણકે પૈસો ઘણા સંકટથી રળી શકાતો; ધંધો ઉદ્યમ હતો નહીં, શાસ્ત્ર અને ધર્મને દુર ત્યાગ કરી દીધાં હતાં; સંપ હતો નહીં તેથી સારી શીખામણ આપનાર પણ મળવા દુર્લભ; એ વિગેરે કારણોથી બાળલગ્ન, કજોડાં ઇત્યાદિના વગોણાં અધિક અંશે હતાં, એમ કહેવામાં દોષ નથી:

ક્રમશઃ પ્રાપ્ત થતા અન્ય લઘુ કાવ્યકારોની ગણના કરીએ તો ધનદાશ, રાજે, રામકૃષ્ણુ આદી આધુનિક હરિભટ એ સર્વ એક શ્વાસે એક કોટીમાં મુકવા યોગ્ય છે કારણકે તેઓનાં કાવ્યો ઘણે ભાગે વૈષ્ણવી સંપ્રદાયનાં હોઇ રણછોડ ભકતની જેમ રાધાકૃષ્ણની સ્તુતિ અને કિર્તન કરનારાં જોવામાં આવ્યાં છે. એજ રીતે ગોવીંદદાસ વિષે પણ કહી ગયા પરંતુ તે બધા વિષે આ ઉપરાંત સાહિત્ય કે ધર્મ પરત્વે પ્રસ્તાવ રચતી વેળા અધિક કહેવા યોગ્ય નથી માટે આટલા બોલો લખી તેમને પતાવી દેતાં તેનીજ પંકિતમાં વિરાજમાન થતા દ્વારકાંને વિષે કંઇક કહેવું ઠીક મનાશે. ડાકોરનો રહીશ વિષ્ણુ ભકત હતો અને આ પ્રસ્તુત સમયમાં અસ્તિત્વ ધારતો હતો એટલું ચોક્કસ કહેવા ઉપરાંત તેના જન્મ મરણનાં વર્ષો વિષે તો માત્ર અજ્ઞાનજ પ્રકટ કરવું જોઇએ. સમય સમયના કવિ વિષે લખનારને એક નડતર વાત મુખ્યત્વે કરીને એ રહેલી છે કે અમુક અમુક કવિ કયે વર્ષે મરણ પામ્યા, તેના ગૃહ સંસારની સ્થિતિ શી હતી; તેનો અભ્યાસ કેટલો, કયાંથી, અને કેવી રીતે એ વિગેરેની સંપૂર્ણ તો શું પણ સંતોષકારક હકીકત પણ તેઓની કવિતામાંથી નીકળતી નથી; ત્યારે બહારની દેશકાળની સ્થિતિ ઉપરથી માત્ર અનુમાન કરાય તો એ સિદ્ધ થયા તરીકે મનાયજ નહીં. તેમ તેના સંબંધી કે કોઇ ગામના બીજા રહેવાશીઓ તરફથી કાંઇપણ તેમને વિષે લખાયેલું તો શેનુજ હોય તેઓએ રચેલા ગ્રંથો એકંદરે કેટલા છે તે સર્વેનાં નામ સરખાં પણ જાણવાનું કામ વિષમ છે, તો પછી તેમાં સર્વમાં શું શું લખેલું કે લખાણ ઉપર અવલોકન વિવેચનની તો વાતજ શેની કરવાની? એવી જ્યારે સાહિત્યના ઇતિહાસની સ્થિતિ છે ત્યારે વર્ષને આધારે અનુક્રમે કવિને એક પછી એક ઉતારતા જવા તથા પ્રસ્તુત વિષયની પુષ્ટિને અર્થે તેઓનાં કાવ્ય કથનનું દોહન કરવું, તે પણ વિષમજ ગણાય. માટે ક્રમ જે રાખ્યો છે તે એટલો કે સમય ઉઘાડનાર તથા સમાપ્તિએ લાવનાર એ બે બરાબર યથાસ્થિત રહે, અને વચલ કાળના થઇ ગયેલા કવિમાંથી પંકિત પાડી, લખાણની વસ્તુ તેમ મર્યાદા ઉપર આધાર રાખી, તેઓ વિષે બને તેટલું યથામતિ વિવેચન કરવું.

---

## પ્રકરણ ૧૦ મું.

એટલું સામાન્ય રીતે કહેવું જોઇએ કે, આટલા કવિઓ વિષે જે જે ચર્ચા કરવામાં આવી, તેમ જે પૂર્વ યુગના કવિ થઇ ગયા, તેમાં ઘણાખરા કવિઓ ચારૂતર ભૂમિના રહીશ હતા, એમ કહી શકાય. કાઠીયા વાડના તો માત્ર આદ્ય કવિ નૃસિંહ મેહેતા અને તે પછી થયેલા સ્વામી

નારાયણુ સંપ્રદાયના કેવળ વેદાંત માર્ગ ફેલાવનાર મનોહર સ્વામી જેવા શંકર ઇત્યાદિ જેવા ગણ્યા ગાંઠયા નીકળી આવે; અને એજ પ્રમાણે થોડા કવિઓ ભરૂચ, સુરત ઇત્યાદિ ગામોના ગણી શકાય. તે મુજબ દ્વારકો કવિ દ્વારિકાદાસ—આ સમયનો અને ભાલેજ ગામ તથા ડાકોર વચ્ચે રહેણાક રાખનાર હતો. તેણે રાધાકૃષ્ણનાં શણગાર ઇત્યાદિ કીર્તન કર્યાં તે ઉપરાંત એક નવો માર્ગ પોતા માટે શોધી કાઢયો તેથી જરા અધીક માનપૂર્વક તેને ઉતારવો ઉચિત છે. તેણે રૂતુ પરત્વે શણગારનું ગાન કરતાં જે વસંત વર્ણન કરેલું છે તે ગયા યુગના કવિમાં ભાગ્યે જોવામાં આવે છે. આ પ્રસ્તુત યુગમાંનો દયારામનાં કાવ્યો તે સંબંધી અસંખ્ય છે, એજ પ્રમાણે થોડે ઘણે અંશે બીજાનાં પણ છે. પરંતુ ટુંકામાં આ સમયે કાંઇ શાંતિ—રાજકીય તેમજ વ્યવહારીક-હોવી જોઇએ, નહીં તો આવા ઋતુવિનોદ વ્યંજક વચનોનો પ્રાદુર્ભાવ થવા પામે નહી; વળી કાંઇક વસંત ખેલવાની તૃષ્ણા પણ અધીક થઇ હોય અને તે રીતિ સમયને અતિ અનુકુળ નીવડી હોય. ગમે તેમ હો; પરંતુ શિવાનંદ કવિએ શિવની સ્તુતિમાં, દ્વારકાએ કૃષ્ણ સ્તુતિમાં, દયારામે પણ કૃષ્ણ સ્તુતિમાં; એમ ઘણે થોડે અંશે કવિઓનાં કથનમાં એ વાત સ્પષ્ટ પ્રદર્શિત કરેલી છે. ઋતુ ઋતુના વિનોદ એ કાંઇ કોલાહલના સમયમાં સંભવે નહીં, અને ઋતુનાં વર્ણન પણ કવિઓના હૃદયમાં "અનારાજકે જનપદે" ઉછાળા મારી રહે એ મનાય પણ નહીં. છતાં આ સમય શાંતિનો છેક ન હતો, એ વાત નિ:સંદેહ રીતે રાજકીય ઇતિહાસ પ્રગટ કરે છે; તો એમ માનવું પડે કે આ સમયે લોકોને કાંઇ ચિતની સ્થિરતા અને સ્વાસ્થય સંપાદન થયું હશે. સ્વધર્મનિષ્ઠ અને સમાન ધર્મ ધારી રાજસત્તાની ઉપમા સ્વરાજ્યસત્તા સામે સતેજ રહેલ હોવી જોઇએ; અને ટુંકામાં મરાઠી, પેશ્વાઇ તેજ જામી પડયું હતું -એટલે અંશે ચિતની વિહ્વળતા દુર ગઇ. એકબીજી રીતે અનુમાન થઇ શકે તે પણ સાથેજ મુકવું જોઇએ કે બહુ હર્ષ ઉભરાય તે સંકટને સમયે પણ જ્યારે મૃત્યુ મસ્તક ઉપર ઝઝુમી રહ્યું હોય, અને જીવનાશા ટળી ગયેલ હોય ત્યારે જીવિત માટે અમુક પ્રકારનો પ્રમાદ થાય છે તે થયો હોય, એવો સંભવ રહે; પરંતુ ઉપરનું અનુમાન ઓછા બાધવાળું મનાશે. આ વિષે અધીક ચર્ચા દયારામ કવિ વખતે કરવી ઠીક છે.

"રાસનો ગરબો" લખનાર રૂપરામ; "ચંદ્રાવળીનો ગરબો" લખનાર દુર્ગાદાસ; "પ્રેમચાતુરી" વાળો નાથસ્વામી; દાણ વિજય તે "અઢાર નાતરાં" નો કર્તા; "કૃષ્ણ પ્રેમ" નાં પ્રકીર્ણ પદ રચનાર રવીદાસ; "કૃષ્ણ સ્વરૂપ" રચનાર માધવદાસ; "જમના સ્તુતિ" નો ગાનાર જીવણ; "કૃષ્ણ લીલા" વાળો ભાવન ભકત; "થાળ" ગાનાર કુબેર; "ઉપદેશ"

કરનાર લક્ષ્મીદાસ; "રાધા વિનોદ" ગાનાર મુકુંદ; "થાળ" ગાનાર બીજો કવિ મીઠો; "સીતાજીના માસ" ગાનાર રામૈયો; "કૃષ્ણ ગોપી લીલા" નો કર્તા શાંતિદાસ, એવા અનેક કવિયો નાના મોટા આ સમયમાં થઇ ગયા, પરંતુ તેઓનાં કાવ્યોનો સંગ્રહ જોઇએ તેવો નથી. કાવ્યદોહનના છ ભાગોમાં ઘણી ખરી કવિતા તેઓની આવી જાય છે, અને તે ઉપરથી તેઓની ખ્યાતિ સ્થિર થઇ રહી છે. પરંતુ તેઓની કવિતાનું મથાળું બતાવે છે. તેમ તેઓ એ સમયને રૂચતું કથન કૃષ્ણ સંબંધીજ કરેલ છે; અને પસ્તુત વિષયને અધિક પુષ્ટિ આપે એવું સમયના ધર્મ કર્મ સાહિત્ય ઇત્યાદિ સંબંધી અધિક પ્રામ થાય તેવું તેમાં ન હોવાથી તેઓને પણ પતાવી દેવા ઠીક છે.

વલ્લભ ભટ જેવો માતાજીનો ભકત, દેવી–શકિતનો ઉપાસક બીજો, અમદાવાદનો મેવાડો બ્રાહ્મણ હરગોવન છે, ને તે આ સમયમાં અસ્તિત્વમાં હતો. તેણે સુરતમાં રહેણાક રાખેલ હોવાથી જ્યારે સંવત ૧૮૭૨ ચૈત્ર શુદ ૭ ને ગુરૂવારે સુરતમાં અંબાજી માતાની સ્થાપના કરવામાં આવી ત્યારે તે વિષે ગરબી રચી છે; તેથી તે અધિક ખ્યાતિ પ્રામ કરી શકયો એમ કહેવાય. એ શિવાય તેની કવિતા વલ્લભની કવિતાને ન પહોંચે, એમ એક સામાન્ય રીતે લખતાં પહેલાં વાસ્તવિકપણે તો કારણો આગળ ધરવાં જોઇએ, પણ તેમ કરવું અસ્થાને ગણાય; માટે એટલુંજ બસ સમજવું પડે, પદ્ધતિ પણ કવનની બંનેની ફેરવાળી, કારણકે વલ્લભ પુરાણો ઉપર આધાર રાખી, જ્ઞાન માર્ગે સ્તુતિને દોરી જાય છે; ત્યારે હરગોવન તેના રાધિકાના જેવા શણગાર અને સ્થૂળ મુર્તિનું વર્ણન કરવામાં ગુંથાયેલ છે. સૂક્ષ્મ તેમજ વિભુ સ્વરૂપને વર્ણવે તેવી ગરબીઓ વલ્લભની છે.

હવે ડુંગર બારોટ, દેવા સાહેબ, બુટીઓ ભકત, લીંબડીનો દાદો મીઠો (મીઠો–"થાળ" નો કર્તા) એ ચાર જણા તો જ્ઞાનનો ઉપદેશ કરવાનું કાર્ય સ્વીકારી લઇ; અખા, ભોજા વિગેરેની સમાન ચાબખા મારે છે, તે વાંચનારના હૃદયને કોઇ કોઇ સમયે વેધક નીવડે છે. તેમાં દેવા સાહેબ કહે છે કે:–

"કાળ કર્મ માયા નહીં ત્યાં, નહીં નિકટ નહીં દુર;
સંતપણાર્થી સમજી લેવું, ચૈતન બ્રહ્મ હજુર;
અધ્યાતમ જ્ઞાન સંગેરે, માયા મોહ સઘળું દીધું;
જુઓ ને વિચારી રે, નિગમે શું રે કહ્યું;
આરોપીને કેવું રે, શિવ ન અલગ રહ્યું;–ઇત્યાદિ૦

ડુંગર બારોટ લખે છે કે:-

"સાગર મોટો છે સંસારનોરે,
તેનો પ્રાણી કદિયે નાવે પાર;
"માયાના મજુરરે જાણો સર્વે જતનેરે,
માથે સૌને માયા મોટો માર;
મિથ્યા છે બાજી જગતની જુઠડીરે,
તેમાં વાહ્યા દેવદાનવંત સુજાણ."-ઈત્યાદિ૦

બુટીઆ ભકત કહે છે કે:-

"જીવ શિવ એક છે રે,
જો તને જડે જીવની રે જાત;-ઈત્યાદિ૦

વળી "જ્યાં સુધી જીવની જાણ જાણી નહીં,
તાં સુધી તાણુ બે તાણુ રહે છે;"
વળી "વાદવિવાદમાં હરિ ન આવે હાથમાં,
મન મેરૂ ઝાલવા જાય પણ પાય લુલા"
વળી "શબ્દના ઠાઠમાં વાત સુઝી નહીં,
આવવું જાવવું એજ માટે;"
અને "જાત જાણ્યા પછી જેમ મૃત્યુ ટળે,
પારો ગળી પાણીમાંથી પાછો ન આવે."

આ બધા ઉપદેશના કવનો કરનારા સંસ્કૃત કે કોઈ અન્ય ભાષા ગ્રંથોનું ધોરણસર અધ્યયન કરી, પોતાનું જ્ઞાન બતાવતા, એમ કહી શકાય. કારણ કે તેઓની ભાષા, કાવ્યરચના વગેરે ઉપરથી જોઈ શકાય કે તેઓ ગુરૂ પરંપરાએ પ્રાપ્ત કરેલ વિદ્યાનું, પોતાના હૃદયના ઉભરા આવે ત્યારે પ્રદર્શન કરી, વિદ્યાદાન અન્યને દેતા. એવા લોકોને શીખવા માટે આ સમયમાં ખાસ સ્થાનો હતાં. પ્રથમથી હીંદુ સંસાર વ્યવસ્થામાં શાખાભેદ, શાળાભેદ, વિદ્યા ગ્રહણ કરવાના સ્થાનમાં ભેદ તો જોવાયેલ છેજ. છેક વેદ અને વેદાંગોના વખતથી આરંભી બોલીએ તોપણ અનેક વિદ્યા માટે સ્થળો ભિન્ન ભિન્ન હતાં. તેજ પ્રમાણે ચાલી આવતી શ્રેણી, ઉપાધીવડે કોઈ પ્રકારનો વિકાર પામી જેની સાથે પ્રારબ્ધના ખેલ માંડી ભજવવાના હતા તેના સંસર્ગથી કાંઈક બદલાઈ ગુરૂને ઘેર જઈ અભ્યાસ કરાતો. તે ઉપરાંત જાહેર રીતે ગુરૂ પણ કથા વાર્તા કહેવાનું સ્થળે અમુક નિર્માણ કરતા કે જ્યાં શ્રોતાજનોના સમુદાય એકત્ર મળે અને અધીક જીજ્ઞાસુ વર્ગ પોતાના સંતોષ માટે ખાસ અવકાશ લેતા. કોઈ સ્થળે અખેડા જેવું સ્થાન કરી બેઠેલા ગુરૂ વિષે પણ આ સમયના વ્યાખ્યાણોમાં વાંચવામાં આવે છે. પ્રેમાનંદ કવિની શાળામાં સાહીત્ય રચવાની ક્રિયા

સાથેજ બીજું શાસ્ત્ર વગેરેનું જ્ઞાન પ્રાપ્ત કરવાનું હતું, એ ગતયુગને સંબંધ ધરાવનાર હકીકત છે માટે દુર રાખીએ. પરંતુ આ યુગ પરત્વે લઇએ તો ત્રિવિક્રમાનંદનો અખાડો યાને જ્ઞાન-શાળા મુકી શકાય, ને શાળામાં મુખ્ય અને સામાન્ય કાર્ય તો કથા શ્રવણ, ભજન, કીર્તન ઇત્યાદિ કે જેમાં મોટો સમુદાય ભાગ લઇ શકે એવું હતું; અને સર્વ એવે સ્થળે એમજ હોવું જોઈએ. એવા અખાડાની ગાદી સ્થાપિત હોય છે, અને એક પછી એક ગુરૂ પછી બીજો ગુરૂ તે ગાદી સાચવે છે. તેમાં આજીવિકા પણ થોડે અંશે રહેલ છે; એટલે થોડી સંખ્યાના તો નિભાવ થઇ શકે. વળી તેમાં સ્ત્રીઓજ જાય અને પુરૂષો નહીં, એવો પ્રતિબંધ કે એથી વિરૂદ્ધ પ્રતિબંધ એકે જાતનો હતો નહીં; તો એવે સ્થળે ધર્મોપદેશને બ્હાને કંયાંક કયાંક કુકર્મ પણ થતાં હોય, અને એવાં કુકર્મ. તેમ ગુરૂની જ્ઞાનોપદેશ કરવામાં દુર્બળતા, એ વગેરે જોઇને અખો-ગયા યુગમાં-અને ધીરો વગેરે-આ પ્રસ્તુત યુગમાં-તેવાઓને આક્ષેપ કરવા ચુકતા નથી. ગાદી જાળવવી, નિર્વાહનું સાધન બચાવી રાખવું, એ બે મુખ્ય હેતુ હોવાથી, અને પોતાનામાં કોઈ જાતનું કદાચ દૈવત ન હોવાથી ગમે તેમ શાસ્ત્રો સમજાવ્યા હોય, ગમે તેમ મત, સંપ્રદાય, પ્રક્રિયાઓ ઉપર વ્યાખ્યાન ચાલી રહ્યાં હોય તો સારા શિષ્યોને તે ઉપર ભાવ ન થાય, એટલુંજ નહીં પરંતુ એ ધૂર્તપણાને પ્રકટ કરવાનુંજ ઉત્કટ રીતે મન થાય. અને તે ધૂર્ત તથા પાખંડ મતોનો પરાજય તેવા કવિને આલ્હાદજનક થાય. હવે તે સમયના સાધનો લક્ષમાં લેતાં લાગે છે કે ગુરૂ પાસેથી સર્વ પ્રકારનું વ્યાવહારિક તેમજ પારમાર્થિકજ્ઞાન લેવા બેસે તો કાળક્ષેપ પણ ઘણો થાય, અને સાથે પૈસાનો વ્યય પણ ઓછો ન રહે, તે છતાં પૂર્ણ રીતે આધુનિક કાળમાં સંપાદન થાય છે તેટલું અને તેવું તો નજ થાય એ નિર્વિવાદ છે. શામળભટના પ્રસંગમાં વિદ્યાભ્યાસ વિષે કેટલીક યોગ્ય ચર્ચા થઇ ચુકી છે. તો માત્ર આવા અખાડા પરત્વે જે બોલવું જોઇયે તે બાકી રહે છે. અગર જોકે ત્રિવિક્રમાનંદ પોતે કૌમુદી, વેદાંત વગેરે ગ્રંથોનું અધ્યયન કરી ગયા હતા એમ કવિ નર્મદાશંકરના લખવા ઉપરથી સિદ્ધ છે, છતાં તેજ લેખિનિથી લખાયેલ બીજી એ વાત પણ સત્ય છે કે તેના શિષ્યો તેના જેવા ન હતા. શિષ્યોમાં પણ બે વિભાગ રખાતા. તેમાં એક પુર્ણ સંસ્કાર ગુરૂ પાસેથી પામેલો અને બીજો ઉપદેશ વિનાનો પ્રાંણુ ઉપદેશ ગ્રહણ કરવાને લાયક તો બહુ નાનો સમુહ હતો. રાગ તાલ ઇત્યાદિ પણ શિખવવામાં આવતું છતાં પ્રત્યેક શિષ્ય એક સરખી રીતે બીજા શિષ્ય જેવા સસ્કારી હોય એ તો ન સંભવે: પત્યેકને એવી રીતે રાગ તાલ-મૂર્તિનું જ્ઞાન હતું ને લખી ગયા કે કાવ્ય કર્યાં એમ તો બધાં આ યુગના કવિ વિષે પણ સામાન્ય ત્યો દોષ રહિત ન ગણાય કારણકે

હમણાંજ ગણાવ્યું તે પ્રમાણે ડુંગર બારોટ અને બુટીઓ ભક્ત, દૃષ્ટાંત તરીકે લઈએ તો, વૃત કે રાગના લક્ષણ તરફ પુરું ધ્યાન દઈ કવિતા રચતા એમ ન્હોતું. તેઓ તો જરા તાલ મળે કે અક્ષર ને લઘુ હ્રસ્વ કે દીર્ઘ, કરી નાંખવો માત્ર બોલવાની ઢબ ઉપર આધાર રાખે છે એવી માન્યતાએ વર્તતા ને કવિતા બનાવી દેતા. વળી એક બીજું આ સમયના ચિન્હ તરીકે લખવા યોગ્ય, તે એ કે વૈરાગ્યજ્ઞાન તે વ્યવહારિક નીતિથી મિશ્રિત હતું, વ્યવહારના અનીતિનો રસ્તો એટલો વિસ્તારવાળો થઈ ગયો હતો કે વૈરાગ્યમાં પણ તેમ કરવાની જરૂર હતી.

પ્રસ્તુત વિષયમાં અમુક કવિના જન્મ મરણનાં વરસો તથાં તેમના રચેલા ગ્રંથોના ટીપ કરીને મુકીએ તો તે આસ્થાને ન ગણાય અને તે કાર્ય પણ વિષમ નથી, કારણકે કાવ્યદોહન, નર્મગદ્ય ઇત્યાદિ ગ્રંથોમાંથી સંગ્રહ કરી એક સ્થાને મુકવું સુક છે, પરંતુ (૧) તેમાં અનિશ્ચિતપણું ઘણું છે, તેમજ સાથે એટલું નમ્રપણે ઉમેરવું જોઈએ કે (૨) તેમાં કોઈ બુદ્ધિના ખેલ નથી. એમ છે તો એ વાત અત્રેથી દુર રાખી, હવે જરા નિરાંતથી, "નિરાંત" કવિને, ભોજા ભકતને અને ધીરા ભકતને વિષે થોડી ચર્ચા કરી, પ્રસ્તુત વિષયને પુરિ લેવા દેવી ઉચિત છે.

વટપત્ર નજીક આવેલા દેથાણ ગામનો રહેવાશી નિરાંત ભક્ત, કાંઈક ભકિત તરફ અને કાંઈ જ્ઞાન તરફ હોવાથી તેને ડુંગર બારોટ વગેરે જેવો ગણી શકાય. ભોજો ભકત, ધીરો તથા મનોહર સ્વામી, તેમજ ભુખાણુદાસ એ પાંચે કવિઓએ વેદાંતના વિષયનું કવન કર્યું એટલો સામાન્ય ગુણ છે. નિરાંતનું વેદાંત જ્ઞાન હિંદી અને ગુજરાતી એ બે મિશ્રિત ભાષામાં અપાયું છે; " ત્રણ ભોવન કે માંહિ સનેઅડ કોઇ ના આવે: સાંકો સન્મુખ આય ચણકું શીસ નમાવે; છાપ તિલક આર સાલ, સંગ શાગુગાર બીરાજે. ચાહ લોહ રસસત સત સંતન કે કાજે: " ઇત્યાદિ. એ કૃષ્ણવિરહ કે રાધા શંગારને બદલે કૃષ્ણ, રામ ઇત્યાદિ પરમાત્માના અંશાવતાર છે અને વિષય સુખનો ત્યાગ કરવાથી તેની સાયુજ્ય થવાય છે. કેટલાક વચનો તો સમયનાં વાતાવરણો ચારાસ ર૮કાગુની સમજ ઉંડી રહેલ હોવાં જોઈએ, કે જેનો ઉપયોગ પણ યથાર્થ રીતે હરકોઈ અતિ વિદ્વત્તાવાળો ન હોય તેવો કવિ કરી શકતો હેતા જેવાં કે:–(૧( "ત્રવેણિ કે ઘરમાં, મળી રહ્યો નાથશું; " (૨) " સીપ ગ્રહ્યું સો મોતી બનિઉં, ખારા જગમાં ખારૂં રે;" વગેરે.

---

## [ પ્રકરણ ૧૧ મું. ]

વળી ધીરા, અખા, ભોજા જેવા ચાબખા અને ઠોકની નિરાંતના ઉપદેશમાં સમાનતા જેવી હોય તો નીચેનું દ્રષ્ટાંત સિદ્ધ કરવા બસ થશે:

'પોતે પોતાનો કરવો વિચાર, નિરખ નિરંજન નામને;
ભુલ્યો શીદ ભમે છે તું ભવ વિષે, નથી નામ સમોવડ સાર;—નિરખ૦
કર જપ તપ જોગ આરાધ આરાધના, કર કરણીને કોટીઉપાય"—ઇત્યાદિ.

વેદાંતનું જ્ઞાન ષડદર્શનમાં કેમ અધિક રૂચિકર થઇ પડ્યું તેનો ઉત્તર માત્ર સૂચનરૂપે ઉપર કહેલો છે તોપણ એ નિરાળો પ્રશ્ન છે, અને સવિસ્તર ઉત્તર આપતાં સ્થળ વધુ રોકાય જાય અને સમય સંબંધી ન હોવાથી તે અસ્થાને ગણાય. આ સમયમાં પણ વેદાંત તરફ પ્રીતિ ઘણા લોકોની હતી એવું આ જ્ઞાની કવિ વર્ગના લખાણ ઉપરથી જણાઇ આવે છે તેના ગ્રંથોમાં વેદાંત ગ્રંથોનાં વાકયો સાથે ઘણી સામ્યતા જોવાય છે: "અલેખ અનાદિ અદ્વૈત સઉને ઉપરેરે;" વળી સચરાચરમાં સૂત્ર મણિમાં તાર સૂત્રે મણિગણાઈવ=રાધા કૃષ્ણના શૃંગારને બદલે પ્રકૃતિ પુરૂષરૂપે રામ કે કૃષ્ણ અને અખિલ બ્રહ્માંડના પ્રત્યેક ઉપાધિ ગ્રસ્ત પિંડનો પ્રેમ, શુદ્ધ. ઉચ્ચ અને અદ્વૈત પ્રકારનો બતાવી, તેમાં એકતા કરી દેવી, એ અર્થનું પ્રતિપાદન કરવામાં આવતું: "મારા ભીતર નર ખવા નોતમ નાથનેરે. પુરૂષોતમજી પ્રાણ તણા આધાર." આ પ્રેમ સ્ત્રી પુરૂષ જેવો છે એ પણ સ્પષ્ટ દેખાય છે, છતાં એટલું ઉમેરી શકાય કે વિરહ પીડિત નાયક કે નાયિકાના વિપ્રલંભ શૃંગારનું એ વર્ણન નથી: માત્ર કેવલ્ય પદનું સુખ જેનું ફળ છે એવા ભકિત પ્રેમમાં લીન થવાના બોધ રૂપે છે. "આનંદ વર્તો આઠે પહોરના ઉતરેરે, કેવલ પદનું સુખ કહ્યું નવ જાય," નારી એ ભકતજન તથા પતિ શ્રીરામચંદ્ર પરમાત્મા—એ રીતે ગણેલ છે તેના સંદેહ ટાળનાર વચન: "નિરાંત નારી પામી પ્રભુના નામનેરે. અંત ના પામે આનંદના છે ઓઘ." અખાની સાથે મળતાપણું ધીરાને ઘણે અંશે આવે છે, તો નિરાંત વગેરેને પણ થોડે અંશે સમાન ભાવ જેવાય છે. યજ્ઞ યાગાદિ નિરર્થક છે, અને એક તત્વ ખાળી વેદાંત મતાનુસાર એકાકારપણું અનુભવવાના બોધ કરેલો છે; જેમકે:—"જોગ જગનને જપ તપ તીર્થ આદરેરે, જે કરવું તે સપનાનો વેવાર, મુર્ખ મનને કહીએ પણ માને નહી, પ્રપંચનો તે કશુ ના આવે પાર. અસલમાં તો નથી ઉપાધી આટલીરે, નકલમાં તો ભુલ્યાં સૌ નરનાર; નિરાંત નિરખો નીજ નામ નાવછેરે, તેમાં બેસો સદગુરૂ તારનાર." વ્યવહાર પ્રપંચમાં ગુંથાયાથી રસ્તો મોક્ષનો હાથમાં આવતો નથી, અને એક આંટી ઉપર બીજી આંટી, એક ગુંચ ઉપર

બીજી ગુંચ એ પ્રમાણે થયાજ કરે છે, તો એક આત્માના મનન• નિદિધ્યાસન શિવાય બીજું સર્વ ત્યાગ કરવું જોઇએ, હર્ષ, શોક, લોભ, મોહ, રાગ, દ્વેષ ઇત્યાદિનો પણ અત્યંત ત્યાગ કરવો જરૂરનો છે. ભુખણુ દાસ એજ રીતે નીચેની ટેકવાળી લીટી જેમાં છે એવી કેટલીક કવિતાથી કવન કરી ઉપદેશ કરે છે. (૧) લખી વાત મિથ્યા ન થાયે લગાર;" (૨) "તે માટે ભજો સર્વથા રામ નામ" (૩) "ભજો રામને કામને દુર મુકી" (૪) "ભજો ભક્તિ ભાવે સદા શ્રીહરિને;" (૫) "ભજો દુઃખહારી સદા શ્રીમુરારી." આ ઉપરથી સ્પષ્ટ લાગે છે કે ભક્તિ પણ વૈરાગ્યને અવલંબીને રહેલ હતી, અને કેવળ નીતિ ઉપરાંત ઘણા ગર્ભિત અર્થ અને રહસ્યવાળી ભક્તિ માત્ર રાધા કૃષ્ણના વિરહ ગાઇ બતાવવાની હતી એટલુંજ નહી, પણ વેદના અંતમાં જે શાસ્ત્ર થયું અને દર્શનો સ્થપાયાં તેમજ પુરાણ ઇત્યાદિનો આધાર લેઇ પછી તે સમયાનુ કુળ ઠાઠને રૂચતો આવે નહી તોપણ કાંઇ ચિંતા નથી એવું દ્રઢ સમજમાં રાખી—ઉપદેશ વચનો કેટલાક કવિના મુખમાંથી નિસરતાં.

આવામાં ભોજા ભકતે તો અખા કરતાં ઉગ્ર ચાબખા ઉગામીને કેટલી વખત તો તે વડે પ્રહાર પણ કર્યો છે. તે પણ અખાની સમાનજ સમયના પાખંડોથી કંટાળો ખાધેલો હતો, અને તેવાઓથી ભોળી દુની યા ન છેતરાય એવા હેતુથી, તેમજ પોતાના ઉછાળા મારતા હૃદયના ઉભરા ન દાબી શકાય તેથી એવાં કવનો કરી ગયો છે. અને આવી આવી કવિતા તે સમય અને અદ્યાપિ પણ લોકપ્રિય અધિક અંશે થાય તેમાં કાંઇ આશ્ચર્ય જેવું નથી; કારણકે પાખંડી લોકોનું પાખંડ ઉઘાડું કરી ખરી રીતે અન્ય સરલ જનો પાસે મુકાયું છે, જેમકેઃ—

"જોઇ લો જગતમાં બાવારે, ધર્યા ભેખ ધુતીને ખાવા; ટેક•
જ્યાં પ્રેમદા ઘણી પાણી ભરે, ત્યાં જાય નીત નીત નાવા;
રાંડી છાંડી નારને નર ઘર ન હોય, ત્યારે બાવોજી બેસે ગાવા—જોઇ.
વળી; મુર્ખો રળી રળી કમાણોરે, માથે મેલશે મોટો પાણો; ટેક.
ધાઇ ધુતીને ધન ભેળું કર્યું, કોટી ધ્વજ કહેવાણો;
પુન્યેને નામે પા જઇને ન વાવર્યો, અધવચથી લુટાણો રે—મુર્ખો.
વળીઃ દુન્આ દીવાની કહેવાશેરે, ભુંડી ભીતોમાં ભટકાશે."—ઇ૦

આવા વચનો હજી પણ લોકોના સાંભળવામાં જ્યાં ત્યાં કીર્તનને વખતે મંડળીઓના મુખદ્વારા આવે છે, તો બીજી પાસા મનોહર સ્વામિનાં કવિનો ઉંચ પંક્તિના જનોને મુખેથી ઉચ્ચારણ વારંવાર કરાતાં, એ સમાનજ બોધ ઘણે અંશે આપે છે. કપટી પાપ આપતો હીંડે ઠારેઠાર, (ટેક), ચપટી ચોખા લઇ ફરે, સર્વ દેવનાદ્વાર, કંર જોડીને વીનવે, મારાં પાપ નીવાર; કપટી• વળી મુરખ પાપ •ટાળવા વીણુ

વગરેમાં કોડ ઇત્યાદી. વળી પ્રભુ તુને પ્રસન તે કયમ થાશે, તારી ઉલટી ગાલ ન જાય. અને જોજોજોજોરે આ ઉંધમતી જન અપાર, જોજો જોજોરે. ટેક.

,કોળી નાળી લાવી માંડે પુતળાંની હાર, ઇશ માની શીશ નામે મુઢના સરદાર. ઇત્યાદી૦ આ પંકતીમાં ગણેલ બધા મુર્તિની પુજા વગેરેમાં પાખંડ છે અને અનેક ધૂર્તતાના પ્રકાર ઉદ્‌ભવવા સંભવ છે, એમ ધારી મૂર્તિ પૂજાનીજ વિરૂદ્ધ હતા તો પછી કૃષ્ણરાધાના શૃંગાર વિષે તેઓને લખવા રૂચિ થાયજ કેમ ? અખાના.

"કથા સાંભળી ફુટયા કાન, તોય ન આવ્યું બ્રહ્મજ્ઞાન:
એક મુરખને એવી ટેવ, પથ્થર એટલા પુજે દેવ:
પાણીને દેખી કરે સ્નાન, તુલસી દેખી તોડે પાન;
એ તો અખા બહુ ઉત્પાત, ઘણા પરમેશ્વર એ કયાંની વાત."

ભોજા ભકતનું પરમાર્થે તે પરોપકાર—વ્યવહાર પક્ષમાં—તરીકે વિકાર પામે તેજ સારૂં, એવું કહેવું હતું; કે જેથી મનોહર સ્વામી ધીરા વગેરેના અદ્વૈત વેદાંત વ્યાખ્યાનને બાધ આવે. તેઓ (અને અખા પણ) એમ ધારતા કે રાગ દ્વેષથી મુકત રહી, પ્રપંચથી અલગ તટસ્થ રહી, આત્યંતિક રીતે અનાશકિત રાખી આત્માના મનનમાં લીન રહેવું જેથી એકાકાર થાય છે. ભોજા ભકત સગાળ શેઠ અને સંખ્યાવતિના સદાવ્રત વિષે કહી પરોપકાર વૃત્તિવાળી નિની ધારણુ કવવા બાધ આપે છે. આ સર્વના ઉપદેશ પરત્વે ભેદ કે સમાન ભાવ ઉંડા ઉતરી બતાવવા જતાં સોભાનાની અવધી બહાર નીકળી જવાય અને તે નિરાળી રીતે વિવેચનના વિષય કરવાનેજ પાત્ર છે તો ઉપલકીઆં જાણુવા લાયક વચનો કહીને સંતોષ વાળવો પડે છે. એટલું પ્રસંગોપાત કહેવા જરૂર હતી તે પ્રમાણે કરીને વળી પાછા આપણા ભકતજનો પ્રત્યે દ્રષ્ટિ ફેરવીએ. ભોજા વગેરેને માત્ર ઉપલકીઉં અર્થાત શાસ્ત્ર વાંચયા કે અધ્યયન કર્યા વિના ઉપજેલ વૈરાગ્ય હતું અને તેથી જે એ બધા ઉપદેશ જ્ઞાન સંબંધી કરે છે તેમાં સંસારમાં લોભ, મોહ, ક્રોધ ઇત્યાદિનો ત્યાગ કરવો, નીતિનું આચરણુ કરવું એવો એવો બોધ સમાયેલ છે. પરંતુ ધીરા, મનોહર વગેરેના લખાણોની જેમ તેમાં આત્મા પરમાત્માનું ઐક્ય સાધવું કેવી રીતે અને પરમાત્મા તથા જગતની રચનામાં શું એક બીજાનો સંબંધ ઇત્યાદિ પ્રશ્નોનું વ્યાખ્યાન સશાસ્ત્ર કરાય છે. ભુખાણુ અને ભોજો "ધર્મ વિના ધન તો શોભેની;" જોબનના પુરમાં જાશ નણુંના રાંક દાવે થઇ રેની." "પળમાં કાયા પડી જાશે, ગળી જાશે કાળ." ઇત્યદિ. માર્મિક વચનોથીં ચાબકા લગાવે છે તેમજ; કાયબો કહે છે કાયબીને તું રાખની ધારણુ ધીર."

"પ્રહલાદ ઉપર પિતા કોપ્યો, નિશ્ચે કરૂં તારો નાશ;
સ્થંભ ધખાવ્યો લોહ તણો, તોય નવ મલ્યો વિશ્વાસ;
ભલા કેમ ભકિત મુકેરે, આવ્યો અવસર કેમ ચુકેરે."
એવાં એવાં કવનોથી અન્યય ભકિતભાવ દૃઢ કરે છે.

પરંતુ મનોહર સ્વામી–સચ્ચિદાનંદ સ્વામી–જેણે વેદાંત તેમ બીજા પણ મૂળ સંસ્કૃત ગ્રંથોનો અભ્યાસ કર્યો હતો, જે જાતે નાગર ગ્રહસ્થ હતો અને મહુવા, વસાવડ, ઘોઘા, ભાવનગર, જુનાગઢ એટલાં સ્થાનો વચ્ચે રહેતો, એમ સિદ્ધ છે. ત્રિવિક્રમાનંદની જેમ મનોહરનું પણ જીવન ચરિત્ર નરમદાશંકર કવિના ગ્રંથમાં છે, અને સર્વ ખ્યાતિમાં આવેલા કવિ ઓનાં જીવનની કથા આ સ્થળમાં આપવા બેસીએ. તો પાર ન આવે અને પ્રસ્તુત વિષય–ચર્ચામાં સંકોચ પહોંચે, તે માટે તે ચરિતના વિચાર તો નર્મગદ્ય, કવિ ચરિત્ર જેવા ગ્રંથોમાંથી કરી શકાય. એ પ્રમાણે છે તો માત્ર અહીં નોંધ કરવાને પાત્ર એક હકીકત તેની જીવન કથામાંથી નીકળી આવે તે કહી સંતોષ માનવાનો છે. તે એ કે ફારસી ભાષાનો અભ્યાસ પણ આ યુગમાં કરવો સંભવિત હતો. જેમ ગ્વાલી, ઉરદુ, હિંદી તેમ આ ભાષા પણ શિખવાની ઇચ્છા હોય તો તે સંપાદિત થઇ શકતી આ વખતે ઈંગ્રેજી રાજ્યનું બંધારણ સબળ પાયા ઉપર જામતું જતું હતું, અને વિગ્રહ થયા કરતા છતા જાન માલની–પૂર્ણ તો છેક નહીં પણ–અમુક અંશે સહીસલામતી પ્રસરી ગઇ હતી. ત્રિવિક્રમાનંદે ગવાલી, ઉરદુ, દક્ષણી ઇત્યાદિ ભાષાના વેદાંત ગ્રંથોનું અધ્યયન કર્યું હતું, અને તેજ પ્રમાણે આ મનોહરે પણ બંગાળી સન્યાસીના સમાગમથી કેટલાક અભ્યાસ સંબંધી લાભો પ્રાપ્ત કર્યા હતા. વેદાંતના પણ ગ્રંથો સારા વાંચેલ અને તે જાતની રૂચિ લોકોમાં પણ તે સમયે થોડે અંશે ઉત્પન્ન થઇ હતી એમ કહી શકાય. પંચદશી, યોગવાસિષ્ઠ તો ઠીક, પણ ઉપનિષદો (વ્યાસ સૂત્ર વિષે નિશ્ચય નથી) આદિ તેણે વાંચેલ હશે એવું તેણે લખ્યું છે તે ઉપરથી ધારી શકાય.

---

## પ્રકરણ ૧૨ મું.

આ સમયે અકાળ–મૃત્યુ–ની ભીતિ જે સ્વાભાવિક રીતે હોય તેવીજ હતી: પરંતુ ચેતવણી માટે આવાં વચનોની અગત્યતા રહે છે. જન્મ મરણનું બંધન અને કર્મ વિપાકનાં દુઃખો આગળ ધરી, મોટા માંધાતા જેવાને પણ મરણને શરણ થવાની જરૂર એ વિચાર; તથા સર્વનો દેહ નષ્ટ છે ત્યારે ધર્મ વર્મ શરીરીઓનું છે એ સમજ લાવવાના હેતુથી આમ

સ્પષ્ટ રીતે શુદ્ધ, સરળ, જુસ્સાવાળી ભાષામાં ધીરો ભક્ત કવન કરે છે:–"ગરડ ગઈ ગયા, પોતાના પરવાણા કોઈએ મોકલ્યા નહી." એ ઉપરાંત વેદાંત ગ્રંથોની સમાન આત્માનં રથિનં વિદ્ધિ ઈત્યાદિ રૂપકો વડે જેમ સિદ્ધાંત સ્પષ્ટ સમજાવાય છે, તેમ ધીરાને તો એવાં રૂપકો અનેક રમી રહ્યાં હોય નહીં તે પ્રમાણે આવ્યા કરે છે, તે બધાં વ્યવહારીકજ જોવામાં આવે છે: "ખબરદાર મનસુબાજી ખાંડાની ધારે ચડવું છે, હીમત હથિયાર બાંધીરે, સત્ય લડાઈએ લડવું છે;" ઈત્યાદિ. વળી:–થાણદાર થયારે, થાણાને રાખો ઠેકાણે, મોજ દુર્લભ દેહ નગરીરે, માંહી બેઠો માણે;" ઈત્યાદિ. ધીરાએ કક્કો પણ લખી, માત્ર તે જાણે સમય ચિન્હ કે ખ્યાતીનો પરવાનો હોય નહી; તે માટે તે ધારણ કર્યા વિના રહેવાયજ નહી; એમ ધાર્યાનું સમજાય એવો આશય તે કક્કામાં પ્રકટ કર્યો છે. એવું કહેવામાં તે કવનના વિચારની કલીષ્ટતા, અને અગર જો ભાષા કિલષ્ટતા જરા પણ નથી છતાં, શબ્દ રચનામાં તાણતોડ એ બે પુષ્ટિ માટે આગળ ધરવાં પડે છે.

આધુનિક કાળમાં પણ જેની સમાનતા ધરાવનાર રાજ્ય વ્યવસ્થાને અગ્રે રહી, કાર્ય–ભાર–વાહીના દાખલા પ્રત્યક્ષ છે, તેવી રીતે રાજ્યના કાર્યના ધુર્વાહી, વડનગરા નાગર રણછોડજી દીવાન જે જીર્ણદુર્ગના રહીશ હતા તેને વિષે બે બોલ કહેવા પ્રાપ્ત થાય છે, કે તેવા વ્યવહારી કાર્યમાં વ્યાપૃત છતાં સાહિત્યની વૃદ્ધિને અર્થે, તેમજ પોતાની ભક્તિ પ્રદર્શિત કરવાના હેતુથી, તેણે પારમાર્થિક અર્થ–ચંડીપાઠના ગરબા લખવાના–કર્યા તે તેને આ સ્થળે બે વાક્યો ઘટારત કરાવે છે. ચંડીનાં અર્થાત દેવીનાં સ્તોત્રો કે ચરિત્રના ગરબા લખનાર ગણ્યા ગાંઠયા છે. "દેવી ચરિત્ર" પ્રેમાનંદે લખ્યું છે, તેની સાથે "ચંડીપાઠના ગરબા" એ રણછોડજી દીવાનનું કરેલ કાવ્ય સરખાવવાનું આ સ્થળ નથી; તેમજ ભાલણ કવિનું "ચંડી આખ્યાન" પણ થયેલ છે, છતાં એટલુંજ કહેવું ઉચિત છે કે દેવી સ્તુતિ કરનાર બધા યુગના ગુર્જર કવિઓમાં માત્ર પાંચ:–પ્રેમાનંદ, ભાલણ, હરગોવંદ, વલ્લભ અને રણછોડજી દીવાન. નાગર જ્ઞાતિની કુળદેવી અંબાજી અને બીજું એ કે–"નવ જાણે એ નાગરા"–તે વચનાનુસાર ઈષ્ટદેવી એ નાગરોને અમુક સ્થાપવીજ જોઈયે, માટે વ્યવહાર પક્ષે તે જ્ઞાતિના જનો માતાના ભક્ત હોવાજ જોઈએ. નવરાત્રી જે આશ્વિન માસના પ્રથમ પક્ષની ગણાય છે તે સમયે નવદુર્ગાનું સ્થાપન કરાય છે તો તે પણ તે સમયે હોવું જોઈએ, અને તેનું સ્તવન સ્થાપના કર્યા બાદ કરવું આવશ્યક હોવાથી આ રચના તેનું પરિણામ છે. વળી એક એ પણ કારણ સંભવે છે કે સંસ્કૃત ભાષાની ઉચ્ચારણની વિષમતાને લીધે ખોટા ઉચ્ચારણથી, **યથેંદ્ર શત્રુ: સ્વરતો અપરાધાત્‌॥**– જેમ વરૂણ મરણ પામ્યો, અને ચંડીપાઠમાંજ દંતકથા મુજબ

" ભાર્યાં રક્ષતુ ભૈરવી " ને બદલે ભાર્યાં ભક્ષતુ બોલાઇ જવાથી વિપરિત પરિણામ ઉપાસકને થયું; તેમ ન થાય માટે પ્રેમાનંદે કરેલ " દેવિ ચરિત્ર," કે ભાલણની રચનાથી સંતોષ ન પામેલા અથવા તે મેળવવા મુશ્કેલ હોવાને લીધે, રણછોડજી દીવાને સ્વકૃતિ કરી કાઢી. વળી ગુરૂમુખ વિના ઉચારણ ખોટું થાયજ; અને સંસ્કૃત વિદ્યા ભણનાર ભણાવનાર જુજ, એટલે આ પ્રયાસ ફળીભૂત થયો હોય અને એ પણ સ્વાભાવિક છે કે આવા વ્હેમની અસર સમગ્ર જન સંસ્થા ઉપર થઇ હોય. એવા વ્હેમને નહી ગણનાર અને ધર્મમાં માત્ર એક ઇશ્વરનો ભકત, છતાં રામ, કૃષ્ણ ઇત્યાદિ અવતારો પ્રત્યે અધિક ભાવ દર્શાવનાર તથા શિવજી તરફ અવગણના દ્રષ્ટિએ નહીં જોનાર, મંગળાચરણ પણ કાવ્યમાં આવશ્યક છે નહી એવું બેધડક કહેનાર તો પ્રેમાનંદને આખડી રાખેલ તે તોડી પાઘડી બંધાવનાર તેના સ્વમુખે સ્તુતિ–ઘોષ કરી સપુત છે એવું કહેનાર, સામળનો પ્રતિસ્પર્ધિ વલ્લભ હતો. " દુઃશાસન રૂધિરપાનાખ્યાન," "કુંતી પ્રશ્નોપાખ્યાન," "યક્ષ પ્રશ્નોત્તર," ઇત્યાદિ નો કર્તા પ્રેમાનંદનો પુત્ર વલ્લભ ધર્મની સ્થિતિ પરત્વે આ પ્રસ્તુત વિષયને અંગે, વર્ણનપાત્ર માત્ર આ રીતેજ લેખા શકાય. સાહિત્ય ગ્રંથ માં જે વૃદ્ધિ તેણે કરી છે તે તો અવશ્ય સ્તુતિપાત્રજ છેઃ પરંતુ આ ઉપર લખ્યા તે વગેરે નૂતન પ્રદેશોમાં વિચરવાની તેની રીતિ પણ થોડે અંશે તેની હિંમત, અને ગતાનુગતિક લોકથી વિચિત્ર વર્તણુક સૂચવે છે. સામળની જેમ તેણે સરસ ( પણ સરળ નહીં) એવી કવિતા કરી, શબ્દ અને અર્થના અલંકારોની ચાતુરી બતાવી–કપોળ કલ્પિત વાર્તામાં સામળથી અતિશય થવા ન પામ્યો તોપણ પુરાણ ગાથાનાં કવનો કરી ગુર્જર સાહીત્યને સબળ અને સરસ શણગાર્યું છેઃ તેના ગ્રંથોને સર્ગ બંધ મહાકાવ્યનું નામ પણ આપી શકાય. અને પ્રેમાનંદના ( અમારો ગણીએ તો વ્યવહારિક વિદ્યા સંપાદન કરવાનાજ ) વિદ્યાલયમાં તેણે અભ્યાસ કર્યો હતો તે ઉપર યોગ્ય સ્થળે બતાવ્યું તે પ્રમાણે પુરાણ વ ગેરેના, અને અમુક સંસ્કૃત ગ્રંથોનોજ. એના વિચાર દર્શાવવાની શૈલી જરા અલૌકીક હોઇને તે માત્ર ઉપલકીઆ પ્રકારનીછે તેથી તેનો શાસ્ત્રનો અભ્યાસ પણ તેટલે અંશે અગાધ ન હોય. એ અનુમાન મિથ્યા નહીં લેખાય. આ પ્રમાણે ધર્મ સંબંધી તો તેની પાંડવ મહીમા ગાવા શિવાય ની બહુ થોડી કવિતા પ્રસિદ્ધિમાં આવી છે.

હવે ક્રમશઃ પ્રાપ્ત થયેલા સુરતના વડનર બ્રાહ્મણ શિવાનંદને ઉતારી બે બોલ કહી વિસર્જન કરવો તેની કૃતી તો વિચિત્ર છે, અને તેણે. વષ્ણુ ભકતોની સામે જાણે ધર્મ–વિગ્રહમાં ઘર્ષણા બતાવી, પોતે સામો વ્યૂહ રચી, મોરચો માંડી બેઠો હોય એવો દેખાવ થય છે. તેમાં પોતા

નો કાવ્ય રચવાનો માર્ગ તો ઘણે અંશે મૂળ સંસ્કૃતને આધારે એટલુંજ નહીં, પણ સંસ્કૃતનું છેક નિકટ સંબંધ ધરાવતું અનુકરણ કરીને, માપી કઢાયો હોય એમ લાગે છે. કેટલાક કવિ આ સમયમાં સંસ્કૃતનો ભાવાર્થ માત્ર ઉતારતા અને કેટલાક મૂળને ભાષા ભેદ કરી લોકો આગળ કવન કરીને મુંકતા. જેમ વિષ્ણુનો થાળ, તેમ શિવાનંદનું કરેલ શિવજીના ભોજન સમયનું ગીત રચાયેલ છે, તે સંસ્કૃતમાં રચાયેલા "શિવમાનસિક પુજા"નું અનુકરણ છે; જેમ કે:"આશનમણી ગણુખંચિત રંજીતતા મધ્ય બેઠે ગગીરીજા હેત; થાલ કનકનો રત્ન ખચિત મણી, રજત કલશ જલ લેત."

रत्नैःकल्पितमासन हिमजलैः स्नानं च दिव्यांबरं नानारत्न विभूषितं मगमदामोदांकितं चंदनं ॥ ઇત્યાદિ સંસ્કૃત કવનો ઉપરથી ગુર્જરી ભાષાની અભિવૃદ્ધિ તેઓ અને પ્રત્યેક સમયના કવિઓ કરતા, એ વાત પણ સ્પષ્ટ છે. શિવાનંદે પણ ઘણાં વાકયો સંસ્કૃત સ્તોત્રોમાંથી લઇ તેને ગુજરાતીમાં ઘટાવ્યાં છે: તે:-"પ્રાતઃકાળે સ્નાન વિધીને, ગંગાજળ નવ લાવ્યો, તે અપરાધ ક્ષમા કરો પ્રભુજી, જો હું શિવ મન ભાવ્યા; મલ્યાગૃનાં ચંદન લઇને અલોપન ના કીધાં, તે અપરાધ ક્ષમા કરો શંભુજી, ચર્ણોદક નવ પીધાં: ગહન વનમાં પ્રેમે જઇને, બિલ્વીદલ નવ લીધાં, તે અપરાધ ક્ષમા કરો શંભુજી વિવિધ દાન નવ દીધાં." ઇત્યાદિ.

स्नात्वा प्रत्यूषकाले स्नपनविधिविधौ नाहृतं गांगतोयं पूजार्थं वा कदाचिद् बहुतरगहनात् खंडबिल्वोदलानि......क्षतंव्यो मेऽपराधो शिव शिव शिव भो श्री महादेव शंभो ॥ વળી, "ધીમી મૃદંગ ધીકટ ધી ધીકટ, તત થઇ થઇ સંગ તીરંગ રે; રણ રણ ઝણ ઘુઘરૂ નાદ ઘન, ત્વતાંડવ નૃત્ય વિલાસ પરે." धिमि द्रिमि द्रिमि ध्वनि क्रम प्रवर्तित प्रचंड तांडव : शिव: ॥ વળી: कंठे यस्य विराजते हि गरलं ઇત્યાદિ. એ આખા શ્લોકનું અનુકરણ કરી ભાષાંતર રૂપે "દેવતરંગિણી મુકુટ માથે........અર્ધાંગે ગિરીજા કટિય કંદોરો, અંબર મૃગચર્મ ધારીરે."

એ પદ ઉતાર્યું છે. ટુંકામાં સંસ્કૃત ભાષા ઉપર અખંડીત-પ્રેમ આ સમયમાં જ્યાં હતો ત્યાં તેવોજ હતો: અને તેની સહાયથીજ ગુજરાતી ભાષાનો ઉદ્ધાર કરવો એ સર્વનો અંતરાશય હતો. હીંદી ભાષામાં કવનની અધિક શોભા દેખાય છે; અને વૃજ ભાષાને મળતી હીંદી ભાષા તેથી ઉત્તર ભાગમાં સ્વદેશી જનો આધિક પ્રેમ સહીત વાંચી શકે, તેમ જ એ ભાષામાં ગુજરાતીની સાથે કવનો થયેલ હોય તો વાંચનાર તથા શ્રવણ કરનારને વિચિત્રતાનો રસ લેવો સરળ થાય:-"લોપે બરનો ન

જાય શંકર પ્રેમ વિલાસ, મૌલી મધ્ય અમર ધુની ઝળકત, બસત હૈ ગિરીવરકો વાસ;" ઇત્યાદિ. તે સિવાય ગિરીજાનાં કીર્તનો રાધાકીર્તન સામે ધરવાજ જાણે હોય નહીં તેમ રચાયાં છે; અને તેમાં પણ શક્તિરૂપે દેવીની શણગાર મૂર્ત્તિનું સ્તવન અધિક અંશે લાગે છે. વળી વસંત પૂજા પણ શિવજીની કરેલ છે તેમાં "ફાગ ખેલવા" વિષે, છેક વિષ્ણુની સમાન પીચકારી વિગેરેના હાડ સહીત શિવજીનું વર્ણન નથી, કારણ કે તેમા અસંભ દોષ આવી જાય; પરંતુ હિંદોળાનું વર્ણન વિષ્ણુ જેવું લગભગ છે એમ કહેતાં બાધ ન આવે. મદનને બાળી નાખનાર-ભસ્માવશેષં મદનં ચકાર-એ કુમારસંભવના વાક્યને દોષ આપનાર આ વસંત વર્ણન કહી શકાય; પરંતુ તેના સમાધાન અર્થે માત્ર એકજ કલ્પના છે કે પાર્વતી પરિણય થવા અગાઉ સ્હેજ અને તે પછી થોડી મુદત જો શિવજી ઇષ્ટદેવ તરીકે કલ્પાયા હોય તો તે તારકાસુરના વધ માટે હતું, એમ ગણી દોષ નિવારણ થાય, અને યથાર્થતાનું સમાધાન જડ્યું કહેવાય. એમાં પણ નમ્ર અભિપ્રાયનો અવકાશ રહેતો એટલું કહેવું પ્રાપ્ત થાય કે કુમારસંભવના વસંત વર્ણનની છાપ પડતી ભાસે છે. સહાયમેકં મધુમેવ લબ્ધ્વા" સંત વસંત સખાને લઇને:" વર્ણ પ્રકુર્વે સતિ કરણીકારં । ઇત્યાદિ. "શ્રવણે કરણીકા કુંડલ સોહઇ:" આ સામ્યતા જરા તાણીતોડીને ઘટાડવા જરૂર રહે છે. એટલું તો તે છતાં અવશ્ય માનવાનું કે સંસ્કૃતનો અભ્યાસ શિવાનંદનો સારો હોવો જોઇએ. શિવાનંદને રાગતાલનું પણ સારૂં જ્ઞાન હશે, કારણકે અદ્યાપિ તેની કવિતા વાદ્યનાં સમેત ગવાય છે, અને આનંદ આપનાર નીવડે છે, એવીજ આહ્લાદજનક દયારામની કવિતા અને તેથી અધિક અંશે પણ નિઃસંદેહ ગણી શકાય: પરંતુ એવી રીતિથી કવિતા રચનાર બહુ કવિઓ આ યુગમાં ગણી શકાય.

---

## [ પ્રકરણ ૧૭ મું. ]

સ્વામીનારયાણ અને જૈન સાધુઓ વિષે બોલતા પહેલાં સ્ત્રી કવિ વિષે થોડું કહી પતાવી દેવું ઠીક છે. પંદરમા સૈકાનાં મીરાંબાઇ ઉપરાંત જે સ્ત્રી કવિ થઇ ગયાં છે તેમાં મોટો ભાગ નાગર જ્ઞાતિની સ્ત્રીઓનો હતો એમ કહેવું બાધવાળું નથી. કારણ કે કૃષ્ણાબાઇ જેની હયાતીનો કાળ જણાયેલ નથી તેનું રચેલું કવન "સીતાજીની કાંચળી" ઘણે સ્થળે ગવાય છે અને લોકપ્રિય નિવડ્યું છે. ગિરપુરની નાગર ગવરીબાઇએ બ્રહ્મજ્ઞાનનાં પદો રચ્યાં છે તે પણ સરસ છે. તેના લખવા મુજબ: "માયા મોહકો છેદીકે, મન નિશ્ચય ધારો; એ કહી વ્યાપક આતમા દુજો નાહી પ્રમાણે;" ઇત્યાદિ. વળી "ચંદમેં" તું ચૈતન્ય તું સુરજમેં. તું તે

સુઝ, નાહક ભજે, તું વિના, દસોંદીશ જામી." ઇત્યાદિ—આ હિંદીમાં રચેલ કવિતાની કર્ત્રી પોતે અભ્યાસ સારો કરેલો હોય તોજ રચી શકે, એવી રીતે ભાષા તેના મુખમાં રમી રહેલી લાગે છે. રાધાબાઇ નામની સ્ત્રી કવિનાં નીતિ અને અધિક અંશે ભકિતનાં કવનો પણ સારાં છે; છતાં સામાન્ય પંકિતનાં છે. તેની પણ પ્રેમભકિતજ હતી. કેટલેક સ્થળે નાગર સ્ત્રીઓને અભ્યાસ-શાસ્ત્ર સંબંધીજ ઘણે ભાગે-કરેલ વાંચવામાં આવ્યાં છે, તે પ્રમાણે આ સ્ત્રીએ અને કૃષ્ણાબાઇએ કરેલ હોવો જોઇએ. સામાન્ય રીતે લોકપ્રિય ગીતો પણ અદ્યાપી નાગર સ્ત્રીઓને મ્હોંયે કરી રાખેલ જોવાય છે, સંભળાય છે તે પ્રમાણે બ્રહ્મજ્ઞાની પૂર્વ યુગોના અને તે સમયના થતા કવિઓનાં વચનો તેમણે અતિશય રટન કરેલ હશે. કૃષ્ણાબાઇ વડનગરની રહિશ તે આ પ્રસ્તુત યુગ પૂર્વે કે તે સમયેજ અસ્તિત્વમાં હતી તેની શંકા છે; તેજ રીતે પ્રત્યેક સ્ત્રી કવિ વિષે શંકા થાય એ સ્વભાવિક છે. વડનગર ભાંગ્યું અને નાગરો ત્યાંથી ભાગી, કચ્છ કાઠીઆવાડમાં ઉતર્યા, તે સમયેજ આ સ્ત્રી કવી થઇ ગઇ હોય તોપણ ના નહીં; પરંતુ તે પછી હોય તો તે માન્યતા પણ હજી દુષિત કરાય એવા વાદ કે તરકો જાણવમાં નથી. તે ગમે તેમ હો પણ એ સમયમાં નાગર સ્ત્રીઓને પતિવ્રતા ધર્મ સદ્રઢ પાળવાની ઉત્કટ ઇચ્છા તેમ તદનુંસાર પ્રયોગ. હોય એમ માની શકાય: કાં કે તે માટેજ સીતાજીને વીષે કંઇ કંઇ લખી પોતાનું વર્તન તેના અનુકરણાર્થે રહે એવું કરી દેવાનોજ અમત, આવાં કવનોનું કારણ હોય શકે. સ્ત્રીઓને સ્ત્રી સબંધીજ, દ્રષ્ટાંત રૂપે વ્યવહાર પ્રયોગમાં અનકૂળ પડે માટે ગાવું યોગ્ય માનેલ કૃષ્ણાબાઇએ "સીતા વિવાહ" "રૂકિમણીહરણ" એ બે પણ લખ્યાનું "સીતાજીની કાંચળી"ને અંતે જણાવે છે, તે બધાં અન્યોપદેશ તથા સ્વોદ્ધાર, કરવા સારૂજ હોય એમ લાગે છે. વ્યવહારમાંથી મુકત રહી પરમેશ્વરમાં ધ્યાન પરોવવાનો ધર્મ તે યથાર્થ પાળતી હોય એવું સુચના થાય છે. તે શિવાય તળ ગુજરાતની કવિ પુરિબાઇ પોતાના સ્થાનમાં ઉછરી છે, ત્યાં અનુભવ લીધો છે અને અખિલ વિશ્વનો અનુભવ તેનાથી મપાય છે એવી સંકુચિત દ્રષ્ટિમર્યાદા વડે "સીતા મંગળ" ગાય છે. "વિસળનગરની થાળીએ; અણાવો, ને ડુંગરપુરની ઝારીરે; વાટકડા વિજાપુરી મેલે તો સુવર્ણ લોટા શુભકારીજી; કાઢો ઘઉંની લાપશી પીરસો તો માંહે માળવીઓ ગોળજી." ઇત્યાદી એ વચનો તેના સઘળા વિષે પ્રતીતિ પૂર્ણ આપે છે. સાથે જ્ઞાતિ બ્રાહ્મણની હતી એમ અનુમાન કરાવે છે. પરંતુ રૂજુતા વડે, યથાર્થ હૃદયના ઉભરા પ્રદર્શિત કરતાં તે સમયની સ્ત્રીઓ પણ ભીતિ ધરાવતી, કે કોઇ જાતિનો સંકોચ મનમાં રાખતી, એમ લાગતું નથી. તે સમયજ આવા કવનોનું ઉત્તેજન આપતો હશે. આ સઘળું ઠીક પણ સ્ત્રીઓને

મૂળ વિષમ-સંસ્કૃત ગ્રંથોના અધિકાર નથી એ સમજ ઉપર આ સમયમાં વર્તન થતું કે કેમ તે પ્રશ્નના નિર્ણય સારૂ પ્રસક્ષ કે અંતર્હિત અનુમાન પ્રમાણુ કવનોમાંથી શોધી એ તો માત્ર એ છે કે તેમાં બ્રહ્મજ્ઞાની સ્ત્રીઓ પણ ચાવેલનું ચાવણું કરતીજ માત્ર દેખાય છે. મૂળ ગ્રંથોનું અવલોકન કે અધ્યયન સંસ્કૃત ભાષાની સહાય ન હોવાથી નહી કરાયું, હોય એમ માની શકાય.

આ સમયના કેટલાક જૈન કવિઓ થઇ ગયા છે તે વિષે લખતાં, એટલું પ્રાપ્ત થાય છે કે તેમના સંસારની જાળમાં ન લપટાય માટે સાચવણુ અને ચેતવણુના બોધ મનન કરવા યોગ્ય છે. વ્યવહારની અનર્થ પરંપરાને આધીન થયેલા લોકોનો ઉદ્ધાર કરવા ઇચ્છતા આ સર્વ કવિઓ પ્રમાર્થ કરવા તત્પર રહેતા. જૈન મંદિરમાં બેઠા બેઠા જાણે સ્વયષ્ટિકા વડે પ્રહાર કરવા ઉદ્યમ કરતા હોય નહીં તેવું ઉપદેશક વચન એકે નથી; પરંતુ ધીરે સ્વરે, "ભાઇબાપુ" કહી, સારી શીખામણ આપી, સુમાર્ગે દોરતાં દોરતાં, દુઃખના ત્રાસને આબેહુબ વર્ણન વડે લગભગ પ્રત્યક્ષ પ્રતીતિ થતી હોય નહીં એવો દેખાવ કરતા, તેઓ કવનો કરી ગયા છે. અહિંસા તે પરમ ધર્મ છે; ઇત્યાદિ વચનોનું વ્યાખ્યાન કરી, અહિંસા શબ્દની અતિ વિસ્તૃત શકિત દર્શાવી, પ્રયોગમાં લાગુ પાડી, દ્રષ્ટાંતો આપી આગળ વધે છે. અને અનેક એવા એવા ઉપદેશનાં વચનો જઇન શાસ્ત્રને આધારે રહી વાચક અને શ્રોતા સમક્ષ ધરાય છે. લગભગ એ કથન આધાર વિનાનું કે દોષવાળું નહીં ગણાય કે તે સમયજ સ્ત્રીઓને સુધારવાનું મથન કરવાના હતો: સામળ, વલ્લભ ઇત્યાદિ કવિ વર્યો, તેમજ જૈન કવિઓ પણ તેઓને સન્માર્ગે દોરવા યતન નિરંતર કરતા. જૈન કવિઓના નિયમો તે અમુક અંશે દુર્ગમ હતા, અને તેનાં ધોરણો પ્રયોગ માટે વિષમ ગણાય એવાં છે. નીતિના રસ્તાજ દર્શાવવા પ્રયાસ તે સર્વના છે, અને તેવા નીતિના માર્ગથી મોક્ષ સરળ પડે છે.

દ્રષ્ટાંત તરીકે ઉદય રત્ન લઇએ. ઉદય રત્ન; રાંદેરના વિજય તે "શ્રીપાળ"ના રાસના કરતા; અમદાવાદના મોહન વિજયતે "ચંદ્રના રાસ" ના કરતા; "શીલવતીના રાસ" ના કરત, નેમવિજય અને સમય સુંદર એટલા કવિ તરીકે ખ્યાતી પામ્યા છે અને તેઓમાંના નેમવિજય શિવાય બધા પ્રસ્તુત સૈકામાં થઇ ગયા એમ કહી શકાય. જૈન લોકોએ પણ જોયું કે તેઓની ભાષા તે વખતે પ્રચલિત ન હોવાથી જે કાંઇ લોકોને બોધ કરવા વગેરેનું હોય તે જો લોકપ્રિય કરવું હોય તો તે ગુજરાતી ભાષામાંજ લખવું ઉચિત છે. વળી તે ધર્મના સેવકો પણ બોલે લખે તેવી ભાષા, તે સમયમાં માત્ર ગુજરાતીજ રહી. કેટલો ભેદ આવે: કે જૈન લોકોના શાસ્ત્રી લખાયેલ તે ભાષાની સાથે અતી પરી

ચિત હોવાથી આ ધર્મગુરૂને ગુજરાતી ભાષામાં લખતાં કંઈક થોડે અંશે અસર થાય તો તે સમજાય એવીજ હતી. અર્થાત માગધી, મારવાડી, સુરસેનીનાં કેટલાક શબ્દોજ આવી જાય કે તેના વ્યાકરણના નિયમો ગુજરાતીમાં ઉતારાય, તો સ્હેજ કઠિણ કે ક્લેશ પડે તેવો બોધ, સમજતી વેળા નીવડે એટલુંજ; પરંતુ ભાવાર્થ ગ્રહણ કરવામાં વાંધો ન આવે. તેવા શબ્દો વીષમ પડે પણ પ્રકરણ અને પરિશેષને ધોરણે અર્થ ગ્રહણ થાય ખરો. તેઃ– "ઈભય, ઉમાલ્યો, વીટલ, ઈહાહુ, વીખાસ, ગુહીર, પ્રતાલી" ઈત્યાદી જેવા. હવે ઉદય રત્નના ઉપદેશ વચનો તપાસતાં આઓને બહુજ મર્યાદામાં રહેવાનું કહેલ છેઃ– "પરશુ મસ નવી બોલીએ, દંત દેખાડીરે ગુંઝ નહીંરે ખોલીયે;..........આછું ઓઢીએ વાત કરતાં, ઘણુંજ રૂડાં શોભીયેઃ સાસુ અને માતા જાગ્યા વીણ પલક પાસ ન થોભીયે...... .."જાણીયે પીયુ વીણ પુરૂષ સઘળા સહોદર સમો વડે........કુરૂપ કુષ્ટી કુબડો ને દુષ્ટ દુર્બળ નિર્ગુણોઃ ભરથાર પામી ભામની તમે, ઈંદ્રથી અદકો ગણોઃ" ઈત્યાદિ વચનો વડે ઉદય રત્ન પતિવ્રતા સ્ત્રીના ધર્મ પાળનારે જે વર્તન રાખવું જોઈએ, તે ગણાવે છે તેને વ્યવહાર નીતિજ શ્રેયઃ સાધક માનવાની હતી, અને તેને માટે પુરાણ વગેરેનાં દ્રષ્ટાંતો પણ હિંદુ ગ્રંથોમાંથી લીધાં છે. સામાન્ય કથા તેઓના ગ્રંથોમાં હોય તો ના નહીં. "સોળ સતીનાં લીજે નામ, જયમ પામી જે ઉતમ ઠામ; પ્હેલી સમરૂં બ્રાહ્મી સતિ, ચંદન બાળા બીજી ભગવતિઃ રાજે મતિ જાણો મનરંગ. ચોથી દ્રૌપદી શીલ સુચંગ, કૌશલ્યા ને દુર્ગાવતી. સુલસા સીતા વંદુ ગુણવંતીઃ સુભદ્રા ને શીવા સુજાણ, કુતા શીલવતી મન આણ; નળ દમયતી મહા ગુણવંતી, પુષ્પ ચુલાને પ્રભાવતી; પદ્માવતી પ્રમુખ સુંદરી, સોળ સતી જાણો ગુણ ભરીઃ" ઈત્યાદિ આ બધી સ્ત્રીઓમાં હીંદુ તથા જૈન શાસ્ત્રનાં સંમિશ્રિત સતીઓનાં નામો છે, એમ લાગે છે. આવી રીતે ઉદય રત્નને પુષ્ટિ કરનાર પુરૂષ વર્ગને શિખામણનાં વચનો કહેનાર કુમુદચંદ્ર છેઃ તેણે આની સત્ય પ્રતિમા થાય એવી સજાય લખી છે તેમાં પણ હિંદુ પુરાણોના આધાર લીધો જણાય છે તેઃ–"નિરમળે ભાવે નેહે સમજી, પરવધુ સંગ પરી હશે; ચાંપીયો કીચકે ભીમસેને શીલા હેઠે સાંભળ્યો;" ઈત્યાદિ.

હવે વળી પાછા ખંભાતના યતી ઉદય રત્ન પ્રત્યે દ્રષ્ટિ ફરી ફેરવીએ તો તેણે જે જે અનેક વિષયો ઉપર લખ્યું છે તેમાં અગાધ તત્વ જોવા માંડીએ તો વેદાંત વગેરે દર્શનોથી પરિચિત આંખને તેમાં માત્ર ગાધપણું અર્થાત વ્યવહારની ઉપલી સપાટી પરત્વે ગણી શકાય એટલુંજ તૃપ્તી માટે મળી શકે. આ ઉપરાંત તો તેના ઈષ્ટ દેવ તરફની ભક્તિ; મહા વીરસ્વામી તરફ ઉપાસનાના ભાવથી જોવું; જૈન અને અર્હતની એકાગ્ર મનથી ઇષ્ટ દેવ તરીકે ભાવ લાવવો; એટલુંજ ગણાવી

શકાય છે. ઉદય રત્ને પણ આગળના તથા આ યુગના કવિઓની સમાન જીવને વણજારાના રૂપક વડે બોધ કર્યો છે; તે ઉપરાંત ક્રોધ, માન, લોભ વગેરે ઉપર બોલતાં માત્ર નીતિનું ભાનજ કરાવ્યું છે. માર્યાનો અર્થ પણ ધૂર્તતા કે જુઠાણું એવો કરી કાયિક, વાચિક, માનસિક એવા વિભાગ પણ સ્પષ્ટ બતાવ્યા નથી.

એટલું જૈન સાધુના બોધ પરત્વે સામાન્ય રીતે કહેવું પ્રાપ્ત થાય છે કે તેઓનો એક ઉદ્દેશ એ હતો કે પાપને રસ્તે જતાજ અટકાવવા; તે રસ્તાનાં દુ:ખ, સંકટ ઇત્યાદિથી ત્રાસ ઉત્પન્ન કરવો. વેદાંતમાં અને અન્ય માર્ગે પણ ઘણી વખત જ્ઞાના બોધ વડે દુખનો ત્રાસ દેવો. તેથી કુકર્મની નિરતિ થાય છે, પણ એક તો માર્ગ એ પણ ગણાયેલ છે કે અત્યંત ઉંડા ઉતરવાથી દુષિતતામાં પણ છેવટે અનાસક્તિ ઉત્પન્ન થવા પામે છે. આ બંનેમાં યોગ્ય રીતિ જૈન સાધુ અને હીંદુ શાસ્ત્રકારોનીજ છે કે પ્રથમથીજ અટકાવ કરવો. કારણકે પછી દરદ કયારે પ્રવેશ કરે છે, કેટલે અંશે શરીરમાં જામી જાય છે અને કયારે બળ કરવા પામે છે તે કહી શકાતું નથી. આ બધાં ઉપદેશના કવનોમાં ઘણે અંશે હિંદુ કવિનું અનુકરણ કરવાની ઇચ્છા પણ તેઓની હોવી જોઇએ; એ વાત ઉપર કહ્યા મુજબ "જીવરૂપ વણઝારા" ઉપરથી સપષ્ટ થાય છે, એટલુજ નહીં પણ અભિ વિજય મહારાજનું "મહાવીર સ્વામીનું પારણું" તે ઉપરથી પણ સિદ્ધ થાય છે. કવિતા કરવા તરફ પ્રીતી અને તેમાં અન્યોન્યની સપરધા તો પ્રમાનંદ કવિના અખાડા ઉપરથી પણ સિદ્ધ થયેલો છે, તે આ સમયમાં પણ જારી રહી હતી એવું ઉપર યોગય સથળોએ સું ન થઇ ચુકયું છે. વિરવિજય જે અમદાવાદના યતિ હતા તેણે પણ જે વહાર માટે બોધ કર્યા છે, અને તેજ દંષ્ટ ધર્મ કે સનાતન ધર્મ જે ગણીએ તેમાં ગણવો એવું મનાવ્યું છે. તે લખે છે કે "રાજા રમણી ઘરનો સોની વિશ્વાસે નવ રહીયેજીરે, માતપીતા ગુરૂવીણ બીજાને, ગુજની વાત ન કહીયે;" ઇત્યાદિ. શીખામણ તો નીતી પંથની થઇ, પરંતુ સામાન્ય વર્તન પરત્વે ઉપયોગી સુચના પણ કરી છે તે એ કે: અજાણ્યે ગામ ન જવું; ઝાડ તળે વસવું નહીં: "બે જણ વાત કરે જ્યાં છાની ત્યાં ઉભા નવ રહીયે." "કુવા કાંઠે હાંસી ન કરીએ." "નાપીક ઘર જઇ શીર.મુડાવે, પાણીમાં મુખ જોવે; નાવણ દાતણ સુંદર ન કરે, બેઠો તરણાં તોડીજીરે." તેવાને લક્ષ્મી ત્યાગ કરી જાય છે. આ છેલો લખ્યો તે વહેમ નહીં, પણ એવી જાતનો પ્રત્યવાય ન મુકે તો એવા નજીવાં કાર્યો કોઇ ભૂલથી થઇ જાય તો ડર ન ખાય; અને ડર ન ખાય ત્યારે બીજીવાર કરતાં અટકે નહીં, માટે આવી વાડ કરી દીધી. આ પ્રમાણે પોતાને જે જે બોધ કરવો ધ્યાનમાં ઇષ્ટ લાગ્યો તે તે કર્યો છે.

જશ વિજય કવિનાં " અઢાર પાપસ્થાન " પણ નીતિ પંથનું વ્યાખ્યાન કરે છે. પુરૂષે સ્ત્રી એકજ ધારવી અને પરણેલાજ; તે સિવાય સર્વ સ્ત્રીઓ નર્કદ્વાર છે એમ સમજી રહેવું નર્કની પીડા ભોગવવી પડે છે; મૃતદેહ છોડી જીવ પ્રેત લોકમાં જાય છે કે શી રીતે એ વગેરે વિષયો ઉપર આ કવનોમાં કાંઇ પ્રકાશ કોઇ કવિએ પાડેલ નથી; બલકે તે વિષયોને કોઇએ સ્પર્શ સરખો પણ કર્યો નથી. તો નર્કના અસ્તિત્વમાં અથવા પ્રેતને સ્વર્ગ નર્ક સેવવાં પડે છે તે પુરાણોનાં કથનોમાં તે કવીની આસ્થા હતી; અગર તેનાં ધર્મ-પુસ્તકોમાં તે વિષે શું સમજાવ્યું છે; એ વગેરે કાંઇજ આ કવનોમાંથી સ્પષ્ટ સમજાતું નથી. માત્ર નીતિ બોધ પૂર્ણ છે."

---

## [ પ્રકરણ ૧૪ મું. ]

હવે ક્રમશઃ પ્રાપ્ત સ્વામીનારાયણના સાધુને લઇએ. તે સાધુઓનાં નામ નીચે પ્રમાણે જણાયલાં છેઃ-(૧) નિષ્કુલાનંદ; (૨) બ્રહ્માનંદ; (૩) મુક્તાનંદ; (૪) પ્રેમાનંદ; (૫) દેવાનંદ; (૬) મંજુકેશાનંદ. નિષ્કુલાનંદે વૈરાગ્યનાં પદો તથા કીર્તનો રચયાં છે, તે ઉપરાંત સ્વામી નારાયણનું ચરિત્ર બનાવ્યું છે. મુકતાનંદ અને બ્રહ્માનંદે હિંદી ભાષામાં અને હિંદુસ્તાનીમાં કેટલાંક કવનો કર્યાં છે; અને બંને જણાએ સસ્કૃતનો અભ્યાસ સારો કર્યો હતો એમ ગ્રંથો બતાવે છે. મુકતાનંદ તો કવિ નર્મદાશંકરના કહેવા પ્રમાણે પ્રથમ રામાનંદી હતો પણ પાછળથી સ્વામીનારાયણને ગુરૂ માની તેની અનન્ય ભક્તિ કરી, તે એટલે સુધી કે મુર્તી વિનાના વેદાંત મતને માનતા તે વખતે તે ધોરણે મુકતાનંદનાં કવનો નીકળતાં; અને જયારે ઉપાસના માર્ગ ગુરૂના મતમાં ઠીક લાગ્યો તથા તે પ્રમાણે પોતે પણ કવિતા રચી, એમ કવિજીનું કહેવું છે. આ બધું તો ઠીક પણ સ્વામીનારાયણના પંથમાં સારી કવિતા રચતાં આવડે તે જેમ ગુણ મનાયો છે તેવી રીતે સારૂં વાદ્ય વગાડી કવિતા-ભજન ગાઇ, એક તાર જીવ થાય એવી ચાલાકીથી જે શ્રોતાઓની એકાગ્રતા રખાવી, ભક્તિભાવ દ્રઢ કરાવે, તે શ્રેષ્ટ ગણાતો. અને તે ધોરણાનુસાર, આ સાધુઓમાંથી ઘણાખરાને વાજીંત્ર સમેત કવિતા ગાતાં આવડતી, એટલે રાગ તાલથી સુંદર કવિતા રચી શકતા એ સમજવું તો સહેલ છે. સ્વામીનારાયણના સંપ્રદાયવાળા ઘણાખરાનો એક સરખો ઉપદેશ તે એ કે સર્વ જગતતત્વ પદાર્થોનો એકાએક અત્યંત ત્યાગ કરવો તે તેઓથી વિરકત રહેવું તોજ મોક્ષ પ્રાપ્ત થાય.

નિષ્કુલાનંદનાં વૈરાગ્યનાં પદ આધક સ્તુતિપાત્ર છે એમ તો નહિં પણ અધિક સામાન્ય જનને પ્રિય છે. "જનની જીવો રે ગોપીચંદની પુત્રને પ્રેર્યો વૈરાગજી...... ભલો રે ત્યાગ ભરથરી તણો, તજી સોળશે, નારજી." સાધુ થયામાં સાધુતા સમાઇ નથી; અને સાધુ થયા પછી અસાધુ વર્તન રાખનાર તો અધમાધમજ સમજવા; તથા ખરો વિરાગ થાય ત્યારે તે ત્યાગ સત્ય સમજવો; વૈરાગ્યને વિઘ્ન ઘણાં, તાકી રહ્યા તૈયારજી; માન મોટાઇ છે મારવા, ઢોળાવવા ધન નારજી" આ સર્વ ઉપદેશોનો ભાવાર્થ એ કે સર્વ મોહ સંસારનો ત્યાગ કરવો અને એ ત્યાગ કરવામાં મુખ્ય શાસ્ત્રો ગુરૂ મુખે શ્રવણ કરી સત્સંગજ કરવો, એ છે. આ બધું કહેણ જ્ઞાની કવિઓને થોડે ઘણે અંશે મળતું આવે છે. નિષ્કુલાનંદે એ ઉપ શાંત ભકિત દર્શાવવા હરીનું ભજન પણ કેટલાંક કવનોમાં કર્યું છે; "લટ કાળો લટકંતોરે આવે, મોહન મોરલીવાળોરે;" ઇત્યાદી; "સામળીઓ સ્નેહનો બાંધયો આવે છે અલબેલોરે;" "છોગાળા તારા છોગલાં ઉપર, વાલમજી વારી જાઉં રે" આવાં આવાં વચનો સુચવે છે કે પરમેશ્વર અર્થાત શ્રી કૃષ્ણ પરમાત્મા ઉપર પ્રેમ–એટલોજ રાગ રાખી બાકી સર્વ વિષયોમાંથી વિરકત રહેવું.

" તુલસી વિવાહ " ના કર્તા પ્રેમાનંદ સ્વામી વિષે લખતાં કહેવું જોઇએ કે તુલસી એક વનસ્પતી હોવા છતાં તેમાં સ્ત્રી સ્વરૂપ અર્પણ કરી તેને શ્રીકૃષ્ણની સાથે પરિણામ કરાવવાનો મહીમા ગાવો એ પણ એ સમયને ઉચિત હતું. વડતાલના રહીશ પ્રેમ સખી સાધુને કૃષ્ણ પ્રેમનું ગીત ગાવાની અતિ રૂચિ માટે તુલસીનો મહિમા પણ ગાયો. કુશધ્વજ નૃપની દુહિતા તુલસી તેણે શ્રી કૃષ્ણ સાથે પરણવા તપ કરી, તે ઇષ્ટ પરમાત્માને પ્રસન્ન કર્યા. તેનું આખ્યાન ટુંકામાં એ કે: જ્યારે જાલંધર અસુરની સ્ત્રી રૂપે વૃંદા–તુલસી હતી, અને જાલંધર શિવજી સાથે યુદ્ધ કરવા ગયલા, ત્યારે તુલસી એકલી હોવાથી શ્રીકૃષ્ણે સ્વરૂપાંતર કરી તેની સાથે વિહાર કર્યો જેથી તેના પાતિવૃયના ભંગ નિમિત્તે તુલસીએ પથ્થર થવાનો શ્રીકૃષ્ણને, અને શ્રીકૃષ્ણે વનસ્પતી થવાનો તુલસીને એમ શાપ અન્યોન્ય આપ્યા. હવે વિવાહ વર્ણનમાં સમયોચિત ક્રિયા વગેરેનો સમાવેશ કર્યો છે તે ઉપરથી તે વખતની રૂઢિનું કાંઇક અંશે વાચકને ભાન થાય છે:–જોશી મુહૂર્ત જોઇ આપે; કલશનું સ્થાપન કરાય; ગણેશનું આવાહન થાય: દક્ષિણા વગેરે પુન્યદાન કરી રીતિસર કન્યાવાળાં વરને ઘેર નિશ્ચય પરણાવવા સંબંધી પ્રકટ કરાવે. તે દુર દેશ હોય તો લેખીત કુંકુમપત્રિકા વડે; પછી વરવાળા સ્વપક્ષ પ્રત્યે કુંકુમપત્રિકા આમંત્રિત કરે તેમાં જે જે આવે તેની સહવર્તમાન વરઘોડે ચઢી પરણવા જાય; જાનેયાને મંડપમાં ભોજનવિધિ કરાવાય; ઘોડે ચડીને આવ્યા પછી વર પ્રથમ

'તો તોરણુ આગળ ઉભો રહે, અને ત્યાં આવી સાસુજી પોંખે; એ વગેરે વિધિઓ સાંપ્રત કાળની સમાન ઘણે અંશે છે તે પરંપરા ચાલી આવવી જોઇએ, એ અર્થ સમજાય ખરો. હવે પ્રેમાનંદ ઇત્યાદિની જેમ આ પ્રેમાનંદ સ્વામીની ચતુરાઇમાં પોંખવાનો ગર્ભિત અર્થ કોઇ ન્યારોજ દેખાય છે તે એ કે:-સાસુ પોંખે લઇ ધુસરૂરે, કે છે તેણાથી ન્યારા ન કરૂંરે; સાસુ પોંખે મુસળ લઇરે, વરને નીરખી રાજી થઇરે; સાસુ પોંખે લઇ રવાયોરે, જેને વેદ પુરાણે ગાયોરે; સાસુ પોંખે સંપટ લઇ સરીઆરે, હરીવર નિરખી અંતર ધરીયોરે; સાસુ પોંખે છે લઇ ત્રાકરે, હરીવર લસીઆ જોઇને જરાકરે; સાસુ ઈંડી પીંડી ઉતારેરે, હરીવર નીરખીને ઉર"ધારેરે; ઇત્યાદિ વડે મનને તૃપ્તિ વળે એવો અર્થ-પ્રકાશ નથી, એમ સ્પષ્ટ મનાય. પ્રેમાનંદ તેના સમાન નામ ધારી એનો અર્થ કરે છે તે ટુંકામાં:-ધુંસળ=વૃષભનું જોતરૂં; મુસળ=અમૃત ખાંડણું; રવાઇ=મહીનું વલોવણું; તરાક=વિશ્વનું ઢાંકણું; સરઇઓ=વૃષભનું ચારણું; ઈંડી પીંડી=ઉદરવોખણું; ઇત્યાદિ. હવે આનો અધિક સ્પષ્ટાર્થ કરવાની આ સ્થળે આવશયકતા નથી, તેથી સ્વામીનારાયણના સાધુ વિષે અધિક કહીએ: વિધિમાં પણ ઘણે અંશે સમાનતા વર્તાય છે. તેણે સ્વામીનારાયણના સહુજ આનંદ સ્વામીના વિયોગ વિશે કવનો કર્યાં છે તેમાં તેની અનન્ય ભકિત દ્રઢ રીતે પ્રકટીત કરેલ છે. શૃંગાર શ્રી કૃષ્ણનો લખ્યો છે, એમ કહી શકાય, પરંતુ તે સ્વધર્મ નીષ્ટ પૂર્ણ હતો એ તો સત્યજ છે. તેનાં રચેલાં કૃષ્ણ પ્રેમનાં પદો અત્યંત પ્રેમરસથી ભરપુર છે તેથીજ તેનું ઉપનામ પ્રેમ સખી પાડેલ હતું. એનો લખેલ "થાળ" પણ અત્યંત રસભર્યા છે અને તેણે સ્વ સમયને અનુકુળ ભોજન સામગ્રી વર્ણવી છે તે ઉપરથી તે વખતની રસોઇની ક્રિયા જણાઇ આવે છે: લાડુના પ્રકારમાં "મોતૈયા લાડુરે, સવૈયા સારા છે; તમ કાજ કર્યારે, લાખણશાઇ પ્યારા છે; મગદળ ને શેવદળરે, લાડુ દળના છે: ખાજાં ને ખુરમાંરે, ચુરમાં ગોળનાં છે." ટુંકામાં કહીએ તો તે વખતે જે ભોજનવિધિ થતી હશે તે સઘળી આપી દીધી છે.

પ્રેમાનંદની ભકિત; અને નિષ્કુળાનંદનો વૈરાગ્ય એમ બંનેની દીશા નીરાળી હતી. નિષ્કુળાનંદે "વિરહના બાર મહીના" સમય-ચિન્હ મુજબ કરેલ છે, તે સાથે સાથે કહી દેવું જોઇએ: પણ તેનાં "હરીને ભજવા વિશે" નાં પદો જોતાં જે ભાન થાય છે તે મુખ્યત્વે કરી તેની વૈરાગ્ય વૃત્તિજ:-" મળી મનુષ્યદેહ મોંઘા મુલની, ફરી ફરી ન આવે જો એહ, સમજવું સાનમાં;" વળી; "કયાં જીવ કયાં જુગદીશ, જાણો જુજવી એ જાત છે રે;" ઇત્યાદિ: વળી:- "જોને ગર્ભવાસની ત્રાસ, ટળે કેમ ટાળી કોયની રે, તે પણ ટાળીને અવી નાશ, રાખે ખબર અન ત્યની રે;" ઇત્યાદિમાં પણ તેના ભકિતભાવ દર-

મિજાન શણગાર કે શૃંગાર એ બેમાંથી એકેનું વર્ણન નથી. હરિભજન કરવામાં પણ વૈરાગ્યજ મુખ્ય અને આવશ્યક માન્યું છે. તે "ધિરજાખ્યાન"માં લખે છે કે: "વૈરાગ્ય વિના તન સુખ ન તજીયજી, તન સુખ તજ્યા વિના હરી ન ભજાયજી; હરી ભજ્યા વિના ન ભક્ત નિપજાયજી, લીધા મેલી વાતે ભક્ત પાસું લજાયજી." એ વાત બીજી સ્પષ્ટ સમજાય એવી છે કે ઘણાખરા લોકોને સંસારનો મોહ ક્ષણભંગુર અને સંકટદાયી છે એવો બોધ કરવાના હેતુથી, અને થોડા લોકને સંસારનો ત્યાગ કર્યાના દેખાવ માત્ર કરી સાધુ બન્યા હોય, તેવાને એવી ધૂર્તતા છોડી, ખરે ખર ત્યાગવૃતિ ધારણ કરવાનો બોધ કરે છે. તેમાં અનન્ય ભક્તિ રાખવી જરૂરની છે તે માટે પ્રહલાદ, હરિશ્ચંદ્ર, વિભીષણ ઈત્યાદિનાં ટુંકામાં આખ્યાનો ગાઈ દ્રષ્ટાંતરૂપે બોધ કરી સિદ્ધાંતને પુષ્ટિ આપી છે. તથા છેવટે લખેલ છે કે:—"સુખ દુઃખ સમતોલ સમજ્યા સહી, અરિમિત્રમાં રહી એકજ બુધી;..........હાર જીત ને હાણ વૃધી જાણે વળી હરખ શોકમાં ન હશે રૂવે; ગાંધર્વ શેહેર સમસુખ સંસારનાં રે. મૃગજળ જોઇ સુખરૂપ જળ ખુવે." આવા ઉપદેશનું સમસ્ત નામ "ધિરજાખ્યાન" રાખ્યું તે વિશેષણ અંત ભાગમાં પોતે કહેલ છે કે:—"ધિરજાખ્યાન છે એનું નામજી, ધિરજવાળાનું સારશે એ કામજી."

દેવાનંદ સાધુ પણ એવાંજ વૈરાગ્યનાં પદો રચી ગયેલા છે. તેનો ઉપદેશ જરા અધિક જુસ્સાવાળો અને નિષ્કુલાનંદનો રચેલ શાંતીવાળો છે. "કર પ્રભુ સંગાથે દ્રઢ પ્રીતડી રે, મરી જાવું મેલી ધન માલ, અંત કાળે સગું નહીં કોઇનું રે" એ વિગેરે તેનાં પદો ઘણાં લોકપ્રિય છે, તે ઘણાને મુખેથી ગવાતાં વારંવાર સંભળાય છે. ઉપર ટાંકયા મુજબ: "મળ્યો મનુષ્યનો દેહ ચિંતામણી રે, તારા અંગમાં રોગ અસાધ્ય, નથી લેતો નારાયણ નામને રે;" તથા:—"તારે માથે નગારાં વાગે મોતનાં રે, નથી એક ઘડીનો નિરધાર, તોય જાણ્યા નહીં જગદીશને રે;" વળી, "વર્ણાગીમાં વડપેપાની હારનો રે, ઉપર રાતો માતો રંગનો છેલ રે; ભીતર કાચો ભેખ ધરીને ભોગવે રે, ફોગટ ફરતો કરતો કુડા ફેલ રે:" ઈત્યાદિ વચનો વડે અનેકવાર મનને ચાબકા મારી, ઠેકાણે લાવવાનો બોધ સુબળ કરે છે. તેણે ભક્તિ અમુક મૂર્તિની કરવી કે અમુકની નહીં એવું કાંઇ આ પદોમાં કહેલ નથી. સ્વામીનારાયણવાળા સર્વે મૂર્તિને માને છે તો તે માત્ર શ્રી કૃષ્ણનીજ; અને તદનુસાર દેવાનંદે "પ્રભુ સાથે પ્રીતિ કરવા" નાં પદોમાં પણ માત્ર સ્વરૂપ વર્ણન કર્યા વિના સર્વવ્યાપક પર માત્મા તરફ ભક્તિભાવ દ્રઢ કરાવ્યો છે; પરંતુ "કૃષ્ણ ભજન" કર્યું છે તેમાં વ્રજાંગના વત્સલ તરીકે વર્ણન આવે છે ખરૂં.

સહજ પ્રતિભા સંપન્ન, ચારણ કવિ અને પાછળથી સ્વામીનારાયણ ના સાધુ થયેલ–બ્રહ્માનંદ નખથી શિખા સુધીનું કૃષ્ણનું પૂર્ણ વર્ણન કરી ભક્તિ દ્રઢ કરાવવા યત્ન કરે છે, તેથી પોતાનું કાવ્ય–કૌશલ્ય પ્રકટ પણ સાથે સાથે કરે છે. ભક્ત એજ સ્ત્રી–રાધિકા અને કૃષ્ણ ચંદ્ર સ્વામી; એ રીતે હજી આ સ્વામીનારાયણના સાધુનાં કવનોમાં પણ જોવામાં આવતું નથી, કે જેવું દયારામના વૈષ્ણવી સંપ્રદાયમાં પ્રકટ થયેલું છે. આમાં તો રાધાના મુખે, કવિ સ્તવન કરતાં, અંગનું વર્ણન કરાવે છે એટલુંજ: "ઓરા આવોને પ્રાણાધાર વાલા મારે ઓરડે; હું તો મોહી છું નંદ કુમાર, બાજુ કેરે બોરડે;". ઇત્યાદિ. ભક્ત કવિની સમાન બ્રહ્માનંદ પણ ભક્તિમાં ડૂબેલ હોય એમ શૃંગાર વર્ણન રસપૂર્વક કરે છે. વૈરાગ્ય માટેનાં પદો પણ છે, છતાં તેમાં 'દેવાનંદ, નિષ્કુલાનંદ જેવો જુસ્સો લાગતો નથી એમ નમ્રપણે લખવું જોઇયે. તેની મુર્તિપૂજાની ભભક જ્યાં ત્યાં ઉભી રહે છે કે જે પેલા બેમાં જરા માત્ર દેખાવ દે છે, નથી દેતી એવું છે. બ્રહ્માનંદ તો લખે છે તે સ્પષ્ટ છે કે:–
" છોગાળો રે, છોગાળો રે, છોગાં મેલ્યે માથે, મોરલી લીધી હાથે; "
વળી, "લટકાળો રે, લટકાળો રે લટકે મનડું લેતા; આવે સુખ દેતો રે;"
એ પ્રમાણે સાક્ષાત મુર્તિ ખડી કરી પોતે "કૃષ્ણ કીર્તનનાં પદો" લખ્યાં છે. તેના "જ્ઞાન લોચન" માં પણ કોઇ થોડે અંશે નિરંજન, અવ્યક્ત, અલક્ષ્ય સ્વરૂપ વિષે બે બોલો આવી ગયા હોય તે અકાડે બન્યા જેવું લાગે છે:–અલખ પુરૂષ અવિનાશી, ભજી લે ને અલખ પુરૂષ અવિનાશી"– પણ આ તો માત્ર મૂર્તિમાન શ્રી કૃષ્ણચંદ્રજ. તેની "દાણલીલા" આગળ ના કવિવર્યોનું અનુકરણ કરતી છે એમ સ્પષ્ટ ભાસે છે. "જ્ઞાન ભક્તિ" ના પદોમાં સર્વ જગત ક્ષણભંગુર માટે અસત્ છે એમ ઠસાવ્યું છે, પણ તેમાં તે પૂર્ણાંશે પ્રફુલ્લિત વદને બોલતો હોય એમ વાચકને લાગતું નથી. ખરો વૈરાગ્યનો ગાનાર કવિ, ખરા શંગાર ઇત્યાદિ મુર્તિનું ભજન કીર્તન કરનાર કવિઓ ભિન્ન છે, એમ ભાન વારંવાર થયા કરે છે. અગર જોકે તેણે લખ્યું છે તે સમર્થ રીતે જ્ઞાન કરાવે છે તોપણ તેને માટે પેહેલો વિચાર આવ્યાજ કરે છે: "સર્વે જુઠું રે, સર્વે જુઠું, સગું કુટુંબ શરીર; જદુપતિ સાચા જાણજે; વળી; "મનુષ્ય દેહ ધરીને મૂર્ખ, કહે શી કરી કમાણીજી.....................કાગળ ઘડી ઘડીનો કાઢી લેખાં જમડા લેશેજી;" તથા "બાળપણું તે જીવ અજ્ઞાની, . ખબર વિનાનું ખોયુંજી, સારૂં ભુંડું કાંઇ ન સુજ્યું. રમત માંહી મન મોહ્યુંજી. જુવાનપણું જુવતીમાં ખોયું, ધનને અર્થે ધાયોજી, મનમાં સમજે મુજ સરીખો, નથી જગતમાં ડાહ્યોજી"–આ છેવટનું પદ સ્પષ્ટ રીતે શ્રી શંકરાચાર્યના "ક્ષમાપરાધ" સ્તોત્રનું અનુકરણ છે:–બ્રહ્માનંદે પણ સમય–ચિન્હ ધારણ કર્યું હતું, અને કૃષ્ણના વિરહના "બાર માસ" નું વર્ણન ગાયું

હતું, એ તો સ્વાભાવિક લાગે એવું છે; કારણકે તેનાં "કૃષ્ણનાં કીર્તન" નાં પદો અનન્ય ભકિત સૂચવે છે, છતાં તે ભકિત-શ્રંગારનાં છે, એમ કહી શકાય; "લાગ્યો મારે નટવરથી નેડો, હવે મેં તો શીર નાંખ્યો છેડોરે;" વળી, "મોહી હું તો નટવરને વાને, કે કીધી વશ ડોલરીએ કાને;" મંજુ કેશાનંદ સ્વામીનાં "અજ્ઞાન નરને શિખામણ" નાં વચનો સામાન્ય પંકિતનાં છે તે દેવાનંદ કે નિષ્કુલાનંદ જેવાં જુસ્સાવાળાં, લોકપ્રિય નથી, તોપણ તે વચન બોધકારક છે, જેવાં કે:-"જોને જાગીને અંતરમાં અંધારૂં મુરખ તારે; સાચા સંત હરી ઓળખીને તું હૈડામાં નવ ધારે;" ઇત્યાદિ; વળી; "નરતન પામી, હાર્યો જીતી બાજી મૂઢ અજ્ઞાની; ખોટી સંત તણી, શિખામણ તેં સત્ય માની"-એવાં એવાં વચનો ભકિત દ્રઢાવવાને, સંસાર મિથ્યા ગણવાને, અને ધૂર્તતાનાં વચન કર્મો તજવાને બહુ ઉપયોગી ગણી શકાય.

ક્રમશઃ પ્રાપ્ત મુકતાનંદ જે મુખ્ય ગણાય છે અને જે રામાનંદી મતનો પૂર્વે હતો તથા પછીથી ગુરૂજી તરીકે સહજ આનંદને માની તેનો સંપ્રદાય સ્વીકાર્યો, તે શિરોમણી હોવાથી છેલો ઉતારયો, કારણકે ક્રાઈસ્ટ પણ સર્વોત્કૃષ્ટ દારૂ સર્વને અંતે વાપરતો. ઉપર સુચન કર્યા મુજબ અને મુજબ અને જૈન સાધુની સમાન આ સાધુએ પણ સ્ત્રીઓના ધર્મ વિશેષે કરીને દર્શાવવા તરફ પોતાનો ગંભીર પ્રયાસ કર્યો છે, "સતી ગીતા" માં તેણે સધવા તેમજ વિધવાનાં ગુણોનો જે પ્રકાશ કર્યો છે, તે ધ્યાનમાં લેવા જેવો છે. આ પુરાણને આધારે થોડે અંશે હોય એમ લાગે છે કારણ કે આરંભમાંજ તે લખે છે કે:-"પાર્વતીએ શિવને કહ્યા, વનિતાના ધર્મ ઉદાર;" ઇત્યાદિ. આણે પુરાણાં શાસ્ત્રોનો આધાર લીધેલ અને તે ઉપરની આ ગ્રંથની રચના કરેલ એ તો સત્ય લાગે છે. વૈષ્ણવ તથા સ્વામીનારાયણ સંપ્રદાયવાળાનો એ તો સિદ્ધાંતજ છે કે રાધાને મુકિત મળી તે પ્રકારની મુકિત પ્રત્યેક ભકતજને વાંછવી જોઈએ. મુકિતના ચાર પ્રકાર છે. તે માંહેથી આ બે સંપ્રદાયવાળાઓ જે મુકિત માટે અતિ ઘણી વાંછના ધરાવે છે તે તો રાધા જેવીજ; કે જેમાં નિરંતર કૃષ્ણ પ્રત્યે પ્રેમ દર્શાવવાનો રહે અને તેની નિકટજ રહેવાય; (ત્યારે દ્વૈત પણ ગણાય એટલું નમ્રપણે ઉમેરવા તક લેવી જોઈએ) આ કવી સાધુએ ઘણા ગ્રંથો રચ્યા છે અને બધા વાંચવા લાયક છે એમ કહી શકાય. સ્વામીનારાયણના મંદીરમાં છાપેલ પ્રતો તેમ લખેલ પ્રતો આના ગ્રંથોની તથા બ્રહ્માનંદના ગ્રંથોની મળી શકે; પરંતુ એ સર્વનું સવિસ્તર વ્યાખ્યાન કરવું હોય તો સવિશેષ તેનું વર્ણન કરીએ પણ અહીં તો સ્થળ સંકોચ છે, અને પ્રસ્તુત વિષયને અનુચિત ગણાય. તેનાં શૃંગારના પદો વગેરેમાં માત્ર એટલુંજ કે શ્રી કૃષ્ણચંદ્રમાં આત્યંતિક

પ્રીતિ અને જગતના પદાર્થો ક્ષુદ્ર, એ રાખી વર્તન કરવું; જેમકે:-"હું તો જાવું છું જગદાધાર તમને નીરખીરે; મારે તમથકી જગમાં કોઇ નથી બીજું પ્યારૂં રે; વ્હાલા તન મન ધનને પ્રાણ, તમપર વારૂં રે;" ઇત્યાદિ. એજ રાધાજીની મુકિત, એજ પ્રત્યેક વૈષ્ણવીને સ્વામીનારાયણ ના પંથના ભકતજનોની પ્રાપ્તવ્ય મુકિત.

---

## પ્રકરણ ૧૫ મું.

તેની કવિતા અરત્વે બે બોલ લખતાં એટલું કહેવું પ્રાપ્ત થાય છે કે તેને પોતાને તે વિષે એટલી કાળજી હતી અને તેની કિંમત એટલી બધી હતી કે છેક મરણ શૈયામાં પણ તેણે કહ્યું કે "ઢકવાની જેમ મારી કવિતા ભાવ પુછાયા વિનાની કરગસ કરગસ થઇ જશે; અને મારા મૃત્યુ પછી જે આજે મોટા ગ્રંથોમાં છે, તે વહેંચાઇને, બગડીને, છિન્નભિન્ન થઇ જશે." મરણ શૈયામાં પણ તેણે પદો રચ્યાં, ગાયાં ને લખાવી લીધાં, તો તેને વિષે એજ કહેવું યોગ્ય છે કે સમજણો થયો ત્યારથી કાશી વિશ્વનાથની આરારત્રિક ગીતિથી આરંભીને તે છેક મરણ સુધી ભજન ગાયા કર્યું. ઇછારામભાઇના લખવા પ્રમાણે દયારામે ગુજરાતીમાં ૭૦૦૦: હિંદુસ્તાની-વ્રજ ભાષામાં ૧૨૦૦૦; મરાઠીમાં ૨૦૦; પંજાબીમાં ૪૦: સંસ્કૃતમાં ૧૫; ને ઉર્દુમાં ૭૫-પદો રચ્યાં છે. તો પ્રેમાનંદ જેટલી કાવ્ય લખવાની સરળતા તેમ પ્રાવિણ્ય, નૃસિંહ જેવી અનન્ય ભકિત, અને અગ્રણી કવિની પંકિતમાં વિરાજમાન થવાને યોગ્ય પ્રતિભા, ધરાવનાર આ કવિ ઘણી ભાષાઓમાં કુશળ હતો, એ વાત સિદ્ધ થાય છે. જય દેવ-સંસ્કૃત કવિ, સુરદાસ નંદદાસ એ ભાષા કવિ-ભકિત-એવાઓનું અનુકરણ દયારામે નાની મોટી બાબતોમાં પોતાની કવિતા રચવામાં કરેલું જોવાય છે. ઇચ્છારામના શબ્દોમાં બોલીએ તો તેણે "રાધા કૃષ્ણને પોતાના નાયક નાયિકા લઇને શૃંગાર વર્ણન લખ્યું છે, ને તે એટલે લગણ ઘેલા આવેશમાં નહીં, પણ ભકિતમાં લીન થઇ વહ્યો છે કે........ તેને નિંદ્યો છે! દયારામની કવિતાના ત્રણ ભાગ થઇ શકે છે: નીતિ, જ્ઞાન, વૈરાગ્ય, આ ત્રણેમાં શૃંગારની કવિતા ઘણી ઓછી છે; ને જ્ઞાન વૈરાગ્યની કવિતા પુષ્કળ છે. ગુજરાતીમાં જેટલી કવિતા છે તેનો કેટલોક ભાગ પંડિતાઇથી ભરેલો છે, પણ તેથી વિશેષ પંડિતાઇભરેલો શાસ્ત્રીય ભાગ હિંદીમાં છે, ને તેમાં સર્વોપરી શતસઇ ઇશ્વરતા પ્રતિપાદક ને શુદ્ધાદ્વૈત પ્રતીપાદન છે........કાવ્યમાં પંડિતાઇ કરતાં રસ, ચિત્ર આલેખવાની શકિત અને સ્વાભાવિક મનનો આવેશ-જોમ હેવા જોઇએ. તે કેટલીક કવિતામાં બહુ સારી રીતે દર્શાવ્યા છે........કલ્પનાશકિતમાં સ

મળ દયારામને હઠાવે, પણ રસ લાલિત્યમાં દયારામ સામળને ટકવા દે નહીંજ. દયારામે અલંકારોમાં મોટો ભાગ અષ્ટ સખાઓમાંથી લીધો છે; ને થોડાક નવા યોજેલા છે, પણ તે ઉંચા નથી. સામળે વસ્તુ સંસ્કૃત માંથી લીધી છે; ને ગુજરાતીમાં મહલાવી છે. પણ લાવણ્યમાં, ભાષા માધૂર્યમાં, શરળ સબ્દ યોજવામાં દયારામનું કાવ્ય લોકપ્રિય છે. વિદ્વા નો માન્ય કરે તેવું છે; અને સામળનું કાવ્ય અભણ થોડું શિખેલાને આનંદ આપે તેવું છે........નાયક-નાયકાનો ઉંચો પ્રાચીન પદ્ધતિનો શૃંગાર વર્ણવવામાં દયારામ જેવો બીજો કવી ગુજરાત ભુમીમાં થયો ન થી. એણે મધુરા શબ્દો યોજવામાં જે ચાતુર્ય વાપર્યું છે.તે એવું તો સર્વોત્તમ છે કે કેટલાક શબ્દો તો ઘરગતુ બોલતા અને હૃદયભાવ દર્શા વવામાં નવાજ યોજાએલા છે........જેમ પ્રેમાનંદનું મામેરૂં સીમત વેળાએ, ઓખાહરણ ચૈત્રમાં, ને નળાખ્યાન ને દશમ સ્કંધ ચાતુર્માસ માં ગવાય છે, તેમજ ગુજરાતમાં એવી કોઇપણ જગ્યા નહીં હોય કે જ્યાં દયાની બાની પ્રસંગોપાત ગવાતી નહીં હોય. રૂકિમણી વિવાહ લ આદિ અવસરમાં રૂકિમણી સીમંત, સીમંત અવસરમાં કેટલેક સ્થળે ગ વાય છે; આશ્વીન માસમાં ઠેરઠેર ગરબાઓ ગાજી રહે છે; ને "માતા જસોદા ઝુલાવે પુત્ર પારણે." એ પદ તો એટલું બધું પ્રસિદ્ધ છે કે ગુજરાતમાં એવું કોઇપણ વૈષ્ણવનું ઘર નહીં હોય કે જ્યાં જન્માષ્ટમીની શૃંગારી રાત્રીના તે ગવાતું નહીં હોય. હૃદયભેદક ઘાયલ દરદીપેરે, હૃદય ભેદક શુદ્ધ કવિતા લખવામાં દયારામ સર્વોતમ નથી, પણ શબ્દ લાલીત્યમાં તે શ્રેષ્ટ છે..........દયારામનાં કવનમાં વિશેષે ત્રણ રસ જોવામાં આવે છે. શૃંગાર, શાંત અને હાસ્ય. કવિની વિદ્વત્તા એ જુદી વાત છે અને કવિની કવિત્વશકિત એ જુદી વાત છે. કવિ ગમે તેટલો વિદ્વાન હોય અને ગમે તેટલી સરલતા રાખી પ્રાસાદિત શકિતથી પોતાની કવિતાને શણગારતો હોય, પણ જો તેમાં રસ નથી, જોસ્સો નથી, અને ચિત્ર પાડવાની શકિત નથી તો તે કવિ જોકે અજ્ઞાની લોકોમાં મોટો કહેવાય છે તોપણ તે કવિ પંકિતમાં છેલ્લો બેસે છે. સર્વ વિષય ઉપર અને સર્વ રસમાં ખુબ છટાઇથી લખ્યું હોય, એવી રીતે કે હૃદય ભેદાઇ જાય તે કવિ સહુથી શ્રેષ્ટ જાણવો. ગુજરાતી કવિઓમાં હાલના મારા વિચાર પ્રમાણે દયારામ ત્રીજે નંબરે આવે છે. પહેલો પ્રેમાનંદ, બીજો સામળ અને ત્રીજો દયારામ..........દયારામનું શૃંગાર કાવ્ય જોકે ઘણું સારૂં છે, તોપણ ઘણી ઉંચા પંકતીનું નથી. એ કાવ્યથી ચીત્ર પડતાં નથી. એનાં શૃંગારી કાવ્યોમાંનો ત્રીજો ભાગ દરદનો ભરેલો છે, ને બાકીનું ઉપર ઉપરના ઠાઠનું તાલ મેલ્યું છે. જેને અનુભવી રસિક જનો તુચ્છ ગણે છે..........પણ કવિતા રચવાની સરળતા વિશે મારૂં મત ઘણુંજ સારૂં છે. કોઇ કવિ એના જેવો થયોજ નથી; તેમ શૃંગાર

સંબૂંધી પ્રિતમ પ્યારીનાં પરસ્પર ભાષણ સંબંધી વ્યવહારીક મધુરા કહેવતવાળા શબ્દોની ચતુરાઇ પણ સૌથી શ્રેષ્ટ છે. એનામાં કેટલાક શબ્દ તેના તેજ વારેવારે જોવામાં આવે છે, "કાળજ કોરયું;" "તાલાવેલી તન માં;" "નૈન નચાવે;" ધીકીયે ઢાંકયાં; ચિતની ચેતવણી; ચિત ચોર તું; વગેરે."

આ અભિપ્રાય ઇચ્છારામનો છે; પણ તેમાં અવાંતર ભાગે કવિકુળ ચક્ર ચૂડામણી નર્મદાશંકરનો મત પણ રહેલો છે, તે સ્પષ્ટ પારખી કઢાય તેવો છે. પ્રથમ દર્શાવેલ વિચારમાં જરા ફેર કરાયેલ છે, અને તે ફેરફાર ઈચ્છારામે ટાંકેલ હોવાથી અહીં પણ તેમનો તેમજ જરૂર પડતો ઉતાર્યો છે. ઇચ્છારામ વધારે લખે છે કે: "નીતિ શિક્ષણમાં તે ઘણો મંદો નથી, તેમ ઉત્સાહી પણ નથી; અને તેની શ્રંગારી કવિતા સુજ્ઞને પણ ભરમાવે તેવી ગણાશે નહીં. એના ધર્મ સંબંધી વિચારો બહુધા ખરા ભાવના છે, છતાં વ્હેમ ભરેલા નથી. એનું કવન અધમ નથી, તેમ ઉદ્ધતે નથી. ખરી ભકિત નામનો ભાવથી ઉછળતું, લહરીઆં લેતું, અને પ્રેમી જનને મસ્ત કરાવતું છે, કૃષ્ણને ઇષ્ટ દેવ માનીને, જે પ્રેમથી એણે શ્રંગાર ગાયો છે, તેમાં કહી કહી હદવાળી છે, ને મનસ્વી તરંગોએ અવિનીત વર્તિને જે સત્ય ભાસ્યું–પ્રેમમગ્નાવસ્થામાં જે શ્રેષ્ટ ભાસ્યું તે નિડરપણે વર્ણવી ગયો છે."

જો એ પ્રમાણે છે તો તે વાત થોડી દૂર રાખી દયારામના નૂતન પ્રકાર વિષે કંઇ કહેવું ઘટારત છે. તે એ કે અદ્યાપિ જે કવિ હતા તે ગદ્યમાં બહુજ થોડું લખતા, યાને લખતા નહીં એમ કહીએ તોપણ ચાલે. આ કવિની કલમથી ગદ્ય પણ લખાયેલ છે, એટલે રૂપાંતર યુગનું આના અસ્તિત્વથી થવા માંડયું એમ કહેવામાં બાધ નથી. પ્રાચીન અર્વાચિન વચ્ચે આ સમય સ્વામી અસ્તિત્વ ધારણ કરી નુતન માર્ગ પ્રવર્તાવે, અને તે બે યુગોની સામાન્યતા તેનામાં ઘણે અંશે હોય તો તે બંનેની વચ્ચે રૂપાંતર કારી ગણી શકાય. વિલ્યમ કાઉપર જેમ યુરોપમાં શુષ્ક ગદ્ય કાઢી અને લોક કવિના પૂર્વનો આસ્વાદન કરાવનાર એ સ્થિતિ ભોગવતો હતો, તેમ આની સ્થિતિ પરત્વે તો ગણાય; વિશેષ ગુણમાં થોડો ભેદ પડે તેનું અહીં પ્રયોજન નથી. પુરાણી ઢબનું ગદ્ય કાવ્ય તેણે સુંદર રીતે લખેલ છે અને તેમાં કે તેનાં બીજાં ગદ્યાત્મક લખાણોમાં - કિલષ્ટતા જોવામાં આવતી નથી તો સામાન્ય રીતે તેની કૃતિ પરત્વે એટલુંજ કહેવાય કે "એની વાણી આપણી ગુજરાતી ભાષાનું ભૂષણરૂપ સુંદર અંગ છે, ને એની કવિતાએ ગુર્જરી સ્થિતિ પ્રદેશમાં થોડીક ભરતી ઓટને આધીન, રતાસવાળી તેજી મારતી નહી હોય તેવી શોભે છે, કે જેનું જળપાન કરેથી જેમાં સ્નાન કરેથી, ને જેના તરંગ જોવાથી, ગુજરાતીઓ પ્રેમ રંગીલા બની રીઝે છે."

તેવા "ચાતુરીના ગરબા" માં તેણે વ્યવહારોપયોગી જે શિખ મણી વિવિધ પ્રકારે આપી છે તે સર્વને નીતિબોધ સાથે વર્તનના સર્વોત્તમ પ્રકાર સમજાવવા સમર્થ છે. શબ્દ ચાતુરી અને નૈસર્ગિક યુકિત વાળાં વચનો પ્રકાશ પામે છે તે તો માત્ર વાચવાથી અનુભવાય. તે લખે છે કેઃ–રીતે ચાલતાં દુઃખ પડે તો, ભલું સુખ અનીતે કડુંજી, એમી નાવ બુડે નહીં કહેવત, તરી ઉતરશે તો હે ભુંડું;" વળી "જેથી પ્રીત વધ્યાની ઇચ્છા, તે ઘર ત્રણથી ડરીએજી; વિવાદ ધન વહેવાર પરોક્ષે, વામાવાત ન કરીયે," કાવ્યદોહનોના ભાગોમાં છપાયલ દયારા મની કવિતાના અનુક્રમ સ્વિકારીએ તો "મીરાંચરિત્ર" વિશે બે બોલ કહેવા પ્રાપ્ત થાય છે. "મીરાં મન મોહનસું માન્યું" એ તો ઘણા લો કોને મુખેથી શ્રવણ કરાતું વચન, અને ઘણીવાર સાહિત્ય લેખમાં ટાંક વામાં આવતું છે. આ કવિતામાં મુખ્યત્વે કરીને તેનો ભકિતભાવ સ્પષ્ટ જણાય છે, અને તેથી પછી તેની શબ્દરચના જે ઉપર કહેવાયા પ્રમાણે, જેમ સંસ્કૃત કવિવર્ગમાં નૈષધ કાવ્યની ગણાઇ છે તેમ ચમત્કારવાળી છે. આ ઉપરાંત ત્રીજો ગુણ તેની ક્રમશઃ પ્રાપ્ત "પ્રેમ–પરીક્ષા" માં અધિક અંશે છે, તે એકે "દરદ." પોતેજ કહે છે કેઃ "પ્રસુતાની પીડારે વંઝા તે શું જાણે; જાણ્યું તે કેમ આવેરે, માણ્યાને પ્રમાણે; મુંગે સક્કર ગુંગાને સ્વપન થયું; સર્વે મન જાણેરે, બીજાને નવ જાય કહ્યું."

આ વચનાનુસાર જે દરદ પ્રેમભકિતનું તેને થતું, અને તે કાવ્યમ પ્રકટ કરેલું છે, તે માત્ર સહૃદય અનુભવી શકે. તે પ્રેમ પણ દ્રષ્ટાંતથી દર્શાવે છે કેઃ "સાચી પ્રીત તે પ્રાણ લેરે, સાધારણ થયા પરી; દાદુર જળવિણ જીવેરે, માછલડાં તો જાય મરી; ઇત્યાદી. ત્યારે વાચકને શંકા થાય કે તે પ્રેમ તે કેવો ગણાય તેના ઉતરમાં લખે છે કેઃ "એ અગમ પંથ સ્નેહનો રે, ઓધવજી તેં નથી દીઠો; ત્યાં લગી જ્ઞાન ગોઠેરે, જોગ છે પણ મીઠો." તે પછી તેનાં "હનુમાન ગરૂડ સંવાદ" ની લાવણીનું એમ કહી શકાય કે તે જ્યારે કૃષ્ણ પ્રત્યે ભકિતભાવ દ્રઢ કરી ચુકયો હ શે તે વખતના પ્રારંભમાં લખાઇ હશે. આ ભકતજનોને દયારામે ખુબ રમાડયા છે અને લડાવ્યા છે; પણ એનાથી એકેની નિંદા કરવાનું કાર્ય સિદ્ધ થયું છે એમ ન સમજાય એવું વચન કહેલ છે તેઃ "એ વાણી વિલાસ કર્યો, નથી નિંદા ઉચારી; ઉર અવળું ભાસે, અંતર સ્તુતિ છે ભારી; ઉપાસનાની ટેક બતાવી, નથી ગાયું અવળું, ભકતવત્સલનો ભેદ સમજાશે તે લેહેશે સવળું; એ રામકૃષ્ણ મુજને પ્રિય હોજો પ્રાણજી વન મ્હારા;" ઇત્યાદિ. મુમુક્ષુ અર્થાત્ ભકિતદ્વારમાં પ્રવેશ કરનારને "ઉર અવળું ભાસે" તેને ખરૂં હાર્દ, ખરૂં તત્વ નિરીક્ષણ કરાવવા માટે રચે લ છે. જાણે કે કારલાઇલે "ઓનેશ્વરના"વાળા નાસ્તિકોને ચાબક લગાવી

"અનશ્વર–હા" વાળા આસ્તિક્યમાં અનુમોદન આપ્યું તથા સ્વીકાર્યું તેમ કરવાનું તો છેક નહી પણ પોતાના સમય પૂર્વેથી જામી પડેલ અને પોતાના સમયમાં પણ ટકી રહેલ તથા ભિન્ન ભિન્ન સ્વરૂપો ધારણ કરેલ ઝગડો, ધર્મ–મમત્વ અને હાંસીપાત્ર અને નિરર્થક ક્લેશ સમાવવાના હેતુથી આ સંવાદ લખ્યો એમ માનવું અન્યાયવાળું તો નહીં ગણાય. પુરાણની આખ્યાયિકા, અને પુરાણની કથા ઉપર ઘણો આધાર રાખતો આ સંવાદ છે.

---

## [પ્રકરણ ૨૬મું.]

સમયની પૂર્ણાહુતિ કરનાર ગુર્જર ભૂમિનું કવિ-રત્ન, દંતકથામાં ગવાતા નૃસિંહ મેહેતાના અવતાર, જે કરવું તે પુર્ણ કરવું એ ઉદેશથી કાવ્યમાં તેમ અન્ય કર્તવ્યમાં વર્તનાર, "પુષ્ટિ–પથ રહસ્ય" ને પ્રસિદ્ધ કરનાર; દયારામભાઇ–"જે વેળાએ ઈંગ્લંડમાં બાયરન અને વર્ડઝવર્થઅને ઉતર હિંદુસ્તાનમાં પદ્માકરાદિ કવિઓ, બાનકની બલિહારીથી જન મન રંજન કરી, કાવ્યરસમાં તલ્લીન કરતા આનંદ પમાડતા હતા, ત્યારે ગુજરાતનો આ રંગીલો, છટેલ, ફાંકડો, લાલાજી કવિ સૃષ્ટિ સૌંદર્યમાં ઉતમ ને પવિત્ર ચાણોદની પડોસમાં આવેલા કારીગીરીમાં વિખ્યાત ને સૌંદર્યના નમુના રૂપ બીડીના કોટની વચ્ચે આવેલા પુરાતન નામ ઉદેશીને કાવ્ય કારીગીરીથી, ચાણોદની નાજુક અને ડભોઇની સ્ત્રીઓનાં હૃદય વીંધતો હતો." ત્યાંના જીવન ચરિત્રના હેવાલો કવિ નર્મદાશંકર તથા રા૦ બા૦ હરગોવીંદદાસની સબળ કલમોથી લખાયેલા છે, અને પ્રાચીન તથા અર્વાચીન યુગોની વચ્ચે રૂપાંતર કરવા સમર્થ સમયમાં અસ્તિત્વધારી કવિરત્ન પ્રત્યે જેટલો અને જેવો ન્યાય કરવો જોઇએ તેટલો તથા તેવો ન્યાય પુર્ણાંશે કરી તેઓએ એ હેવાલો પ્રસિદ્ધિમાં મુકયાંછે. વળી પ્રસ્તુત નિબંધમાં તે આવશ્યક જણાતું નથી; કારણકે જ્યાં સાહિત્ય અને ધર્મ સંબંધનો ઈતિહાસ અમુક સમયને લગતો તે સમયની લોકોની સાંસારીક તથા રાજકીય સંસ્થા પરત્વે લખવાનો હેતુ હોય, ત્યાં ચરિત્ર વર્ણન તેમાં પણ ચર્વિત ચર્વણને પિષ્ટપોષણ થાય તેવું કરવું અનિષ્ટ ધારી, માત્ર તેમાંથી અનુમાનદ્વારા નિકળી શકતાં સિદ્ધાંતો પૃથક કરી કાઢવામાં આવ્યાં છે. દયારામના સમયમાં ગામડાંમાં અભ્યાસ કરાતો તે માત્ર લખતાં વાંચતાં આવડે; અને સામાન્ય વ્યવહારમાં ઉપયોગી થાય તેટલોજ; અધિક અભ્યાસ માટે શેહેરો સેવવાં પડતાં અને તેમાં પણ સંસ્કૃતના અભ્યાસ કરવા ઇચ્છા હોય તેણે તો અવશ્ય તેમ કરવુંજ જોઇતું. ઉંચી જ્ઞાતિમાં અભણ નરને સારા ઘરની કન્યા ન પરણાવે; તથા સામાન્ય પંક્તીમાં પણ ઉચ્છૃંખલ અને નિરંકુશ રહેતા યુવાનને તો જ્ઞાતિમાં

ઉતરી પડવાનું થાય એટલે કોઇપણ કુટુંબમાંથી કન્યા લેવાને વાસ્તે લાવવી કષ્ટપ્રાય થઇ પડતી, જેવી રીતે કે કવિ દયારામને બન્યું હતું. જેમ વીરરસજનક આખ્યાનનું શ્રવણ કર્યાથી વીરરસ ઉત્પન્ન થઇ તેના સાત્વિક ભાવો પ્રકટ થાય તે એટલે સુધી કે કલ્પનામાંથી માણસ સાચી રીતે એવા કાર્યો કરવા મંડી જાય. સુંદરદાસ, નંદદાસ, પરમાણંદદાસ વગેરે ભાષા ભકત કવિઓનાં નામ લોકોમાં દ્રષ્ટાંત તરીકે લેવાનાં, અને તેઓનાં કાવ્યો ઘણાં પ્રિય થયેલાં હતાં. જે કાવ્યમાં આ પ્રમાણે તેમ ધર્મના સંબંધમાં પણ દૂર દેશ યાત્રાનાં સ્થળ હતાં ત્યાંસુધી ચાલતા જઇ યાત્રા સફળ કરી આવવી એ કેટલાક લોકો ઇષ્ટ કર્તવ્ય ગણતા હતા: જે વખતે હજી લોહમાર્ગ કે લોહયાન ગુજરાતમાં તો ક્યાંથી પણ હિંદુસ્તાનમાં પણ ભાગ્યેજ જોવામાં આવતાં તે વખતે યાત્રા વિગેરેમાં વેઠાતાં સંકટોનો થોડે અંશે ચિતાર દયારામની ટુંકી ટુંકી જુદા જુદા સમયની હકીકત ઉપરથી બરાબર આવી શકે છે. ઘણી સંખ્યા બંધ લોકો એક સંઘ જોડી યાત્રા માટે નીકળે અને એક બીજાના રક્ષણાર્થે જેમ મોટા સમુદાય તેમ ઠીક એ માન્યતાએ ધીમે ધીમે આગળ વધાય તોપણ વાંધો નહીં, એવી રીતિથી વર્તતા. ધર્મનું સ્થળ હોય તે સિવાય કોઇ સ્થાને આધુનિક કાળની માફક વિશ્રી કે ધર્મશાળાઓ હતી નહીં; અને તેથી લોકોને ઋતુ ઋતુનાં સંકટો વેઠવાં પડતાં તે ઉપરથીજ "મૂર્ખો વર્ષા પ્રવાસી" ઇત્યાદિ વચનો ઉદ ભવ્યાં હોય. એ સંકટો ઉપરાંત વળી મરાઠા, પિંઢારા, વગેરે લુટારૂઓનાં ટોળેટોળા મળી યાત્રાળુ લોકના રસ્તામાં આવતાં, તેમને લુટી લેતા, મારતા, બાંધતા અને જીવથી મારી નાખવા સુધીની અનેક આપદા ગુજરતા. એ બધી હકીકત દયારામના વૃત્તાંત ઉપરથી મળી આવે છે. આ લોકો લુંટે તે જોર અને બહાદુરીથી; એટલુંજ નહી પણ પૂજારી લોકો દેવસ્થાનમાં પણ એક પ્રકારની લુંટજ કરતા. યાત્રાળુ વર્ગને એક મંદીરમાં જાય ત્યારથી પાછા વિદાય થાય ત્યાં સુધી બધી વખતે તે પુજા કરનારની આજ્ઞા લેવી પડતી અને આજ્ઞા જો આપે તો રહેવાય અથવા વિદાય થવાય. આ આજ્ઞા પુજારી દેવથી પ્રેરિત થયેલ સ્થિતિમાં આપતો, એમ ભોળપણે લોકો માન્યતા ધરાવતા; તેથી અનેક વખતે, અનેક પ્રકારે હેરાન થવા પામતા. ઘણુકરીને આ સ્થિતિ વૈશ્ય મંદિર સંબંધે અધિક જોવામાં આવતી. વળી કોઇક દેવસ્થાનમાં તો એવા મોટા ઝઘડા જામી પડતા. રામેશ્વરના શિવભકત બાવા શિવેની દયારામની કથાનું વિષ્ણુનું મહાત્મ્ય વધારવા માટે રંગ અધિક પુરી ચિત્ર દોર્યું હોય કે ગમે તેમ હો; તેનું પ્રયોજન નથી; પરંતુ એ તો સત્ય કે એક સંપ્રદાયવાળા બીજાની સાથે ઘણા કુસંપથી રહેતા, કોઇ પ્રસંગે તો જીવ લેવા જેટલું પણ તોફાન થઇ પડયું!

એ સિવાય તે વખતમાં ગુરૂ શિષ્યભાવ સારી રીતે જળવાતો તે એટલે સુધી કે પોતાના પુજ્ય ગુરૂ તરફ શિષ્ય પૂજ્યપિતા તરીકે ભકિત ભાવ સારી રીતે જળવાતો; અને તેની જીવિત દશા તેમજ મરણ પછીની દશામાં પણ એજ ભાવ જારી રાખે. એ રીતે પ્રેમાનંદના શિષ્યોથી માંડીને દયારામના શિષ્યો સુધીમાં એ સિદ્ધાંતની સત્યાર્થતા દોરી શકાય. ગુરૂ ગમે તેવો હોય પણ શિષ્ય તેના છિદ્રો ઉઘાડવાને બદલે ઢાંકે પણ જો ગુરૂ જેને શિષ્યની સ્થિતિમાં લાવ્યો ન હોય, એવા માણસો તો એ ગુરૂને કોઇ પ્રસંગે દમે તો આશ્ચર્ય નથી. દયારામને કેશવાનંદનો દાખલો પ્રત્યક્ષ પ્રમાણુ છે. વળી, ગુરૂ માત્ર શિષ્યની યોગ્યતા હોયતોજ ગુરૂ દીક્ષા આપે: નહીં તો તેની કાચી ઉમર વગેરે બાધ હોય તો નજ આપે. એ વાતના દ્રષ્ટાંત તરીકે અપકૃવ વય માટે, અને એને અંગે ઉત્પન્ન થતા બીજા બાધ માટે ત્રિવિક્રમાનંદને તથા દયારામને અમુક અવધી સુધી ગુરૂએ ટગાવ્યા કર્યા; તે છેક લાયકી સ્વત:સિદ્ધ થઇ પછી ગુરૂભાવ પ્રગટ કરી પોતે દીક્ષા આપી પ્રવાસ કરવાથી અનેક લાભ થતા; તેમાં યાત્રાના સ્થાનોમાં કોઇ કોઇવાર સારો ગુરૂ પણ જડી આવે. ઉપરાંત તે એ પાસેથી અનેક પ્રકારે ધર્મનું અને ભાષાઓનું જ્ઞાન પણ થવા પામતું; જેમ કે હિંદુસ્તાનીનું તથા વ્રજ ભાષાનું ઘણું થોડું જ્ઞાન દયારામને કાશીની પ્રથમ યાત્રાથી સંપાદન થયું.

વૈષ્ણવી સંપ્રદાયવાળા કોઇ કોઇ પુરૂષો સમર્પણ લીધેલ હોય અને પૈસે પ્હોંચી શકે એવી સ્થિતિમાં હોય, તેઓ પોતાના ઘરમાં અમુક ભાગ અલગ નિમી દેવ સેવા માટે રાખતા; અને ત્યાં પોતાનું મંદિર છે એમ વરતી ભજન કીર્તન પુજન ઇત્યાદિ કરતા. અન્ય જનો પણ ત્યાં આસ્થાપુર્વક આવે જાય, અને સેવાના એકાદ પ્રકારમાં ભાગ લે. ડાકોરના ઇચ્છારામજી મહારાજનું આ પ્રમાણે હતું. ભકતો આવા મહારાજને આધીન શિષ્ય થઇને રહેતા; એટલુંજ તો નહીં પણ બે ચાર કીર્તન સારાં ગાઇ શકે અથવા રચી શકે એવો થાય તો તેના પણ અનુયાયી થવા તત્પર લોકો નીકળી આવતા.

આ સમયનું હવે જરા રાજકીય સંસ્થા પરત્વે અવલોકન કરવું યોગ્ય છે. આ સમય ઇ૦ સ૦ ૧૮૧૮ પછીનો (કે ૧૮૦૦ પછીનો) હતો એટલે અંગ્રેજી રાજ્યનું બંધારણ થવા લાગ્યું હતું પેશ્વાઇની પડતીના વખત પિંઢારા ત્રાસનો નાશ; ત્ર્યંબક ડેંગલે તથા ગંગાધર શાસ્ત્રીના ખુનનો કિસ્સો; અંગ્રેજી રાજ્ય સતાએ એક પછી એક જીત મેળવી આસપાસનાં રાજ્યોને બળહીન કરી પોતાનો સ્વતંત્ર અમલ જમાવ્યો હતો તે, સર્વ વાત લક્ષમાં લઇ કહીએ તો સત્તાવનના બળવાની શાંતિ પછી ગાયેલ ગીત પણ ઘણે ખરે અંશે સત્ય રીતે લાગુ પડતું છે કે, "ઝેર ગયાં ને વેર ગયાં, વળી કેર ગયા કાળા કરનાર," એટલે આદિ

દૈવિક તથા આધિભૌતિક સ્થિતિ કાંઇક સ્થાયી થવા લાગી તેથી સહજ રીતે આધ્યાત્મિક સ્થિતિ સુધારવા તરફ લોકોનું વળણ થાય. તે પ્રમાણે વૈષ્ણવી ધર્મ જે એકજ સારા પાયા ઉપર અને જામેલ પડ્યો હતો તથા જેમાં ઘણા લોકોની સંખ્યા ગણી શકાય એવું હતું તે; અને બીજો સ્વામીનારાયણનો પંથ એ બે સબળ પુષ્ટિ પામવા લાગ્યા. તીર્થ ધામ પ્રત્યે ભાવ વધ્યો; યાત્રા થવા લાગી; અને કોઇ સ્થળે કે કોઇ કાળે આરંભમાં લુંટારાનાં ટોળાંની વિપત્તિ નડતી, તોપણ તે પાછળથી તદન તો નહી પણ ઘણે અંશે બંધ થયેલ, અને વળી ભાવિક લોકોને તેની પછીથી ગણત્રી કરવી નહી એવો નિશ્ચય કરી વર્તન કરવાનું યોગ્ય લાગતું ગયું હોવુ જોઇયે. લોકોની સ્થિતિમાં પણ ફેરફાર થવા લાગ્યો. સંસાર સંબંધી વ્યવસ્થા શુદ્ધતર થઇ. ધંધો રોજગાર મળવાને લીધે, તેઓ ધીમે ધીમે પૈસે ટકે સુખી થવા લાગ્યા, અને એ સુખાકારીના વિષયોના ઉપભોગ લેવામાં રાજકીય સતા તરફથી મળતા સંરક્ષણે મનની સ્થિરતા ઉત્પન્ન કરી. વળી બીજું એ થયું કે મુંબઇ, સુરત ઇત્યાદિ સ્થળોએ વિદ્યા પ્રસાર માટે શાળાઓ સ્થપાતી ગઇ તેમ તેમ કેળવણીને ઉતેજન મળવા લાગ્યું, અને લોકો સાંસારિક સ્થિતિમાં ઘણી રીતે સુખી થયાથી પરલોકનાં સુખને ઇચ્છવા લાગ્યાં હોય તે સ્વાભાવિક છે. એવે વખતે દયારામ જેવાના "ચાલ વ્હેલી અલબેલી પ્યારી રાધે" જેવાં ચમકદાર, વૃતિને જાગ્રત કરે એવાં, હૃદયવેધક અને સાથે ભકિત ભાવથી પરિપુર્ણ ગીતો મનરંજન કરે અને સાથે ધર્મનું ભાન કરાવે એવાં સાંભળવામાં આવે ત્યારે એવા સંપ્રદાયનો સ્વીકાર કરવામાં આવે જો સ્વીકાર કર્યો હોય અથવા જન્મથી થયો હોય તો તે દ્રઢ કરવામાં કોણ ઉત્સુક ન હોય, કેટલાક તો શુષ્ક જ્ઞાનથી કંટાળો ખાતા હોય અને તેવાઓને એક ઘાએ બે કાર્ય સિદ્ધ થતાં હોય તો તેવા પંથમાં કોણ ન અનુસરે ? ગીત, વાદ્ય અને રાસનાં નૃત્ય ઇત્યાદિ સંગીત કવિ ધર્મ પાળવામાં આવે ત્યારે એવી મનોવૃતિ પ્રસંન્ન કરવામાં તત્પર કયા ન લલચાય ? આમ હતું ત્યારે એ પણ નક્કી કે એ વખતે વૈષ્ણવી સંપ્રદાયનો અનુયાયી વર્ગ વધ્યો પણ હશે.

દયારામ પોતે આ સમયે ઉપાધી અનુકૂળ પડે એવો હતો; અથવા ઉપાધીઓ બનાવી કાઢેલ દયારામ આ સમયને અનુકૂળ થયો. ગમે તે હો; પરંતુ "જાતે દરદી, વસીઓ કોડીલો પ્રેમીજન" દયારામ, જે સમયે પોતાની વયમાં આત્માનું મંથન થતું હતું અને છેવટે ડહોળાયેળ આત્માં હરીને ઠામ બેસવા પામયો, તે સમયે પ્રેમરસમાં ભકિતને લીન

કરાવી દે તો તેમાં આશ્ચર્ય નથી. તરૂણાવસ્થામાં શું હતું તે નિષ્પ્રયોજન છે; પરંતુ આ વખત તો તેણે અંતરનું હારદ કાવ્યમાં ઉતાર્યું છે તેના અવલોકનને પરિણામે તો "સેંકડો સ્ત્રીપુરૂષો તેને એક ચિત્ત સાંભળે" એટલુંજ નહીં પણ સહ સ્ત્રીજનને નિઃશંકપણે કહેવું જોઇએ કે, કાવ્ય શકિતથી ઉત્કૃષ્ટપણે તેણે શૃંગાર ભકિત પ્રદર્શિત કરેલ છે. પોતે ગાયનમાં, વિદ્યામાં અને કવિતાની રચનામાં એટલો પ્રવિણ હતો કે તેનો એક બાવા સાથેનો વિરોધ દંતકથામાં ઉતર્યો છે. આ સ્થિતિ છે તો હવે એક પ્રશ્ન એ ઉત્પન્ન થાય ખરો કે આવો દ્રઢ ભાવધારી સમર્પણ લીધાથી કવી કેમ કોઇ હવેલીની કંઠી ધારણ કરવાનું મનમાં ન લાવ્યો, તેમ મહારાજને માનપુરઃસર સંભાષણથી વધાવવાની રીતિ ન શીખ્યો ? આ પ્રશ્નનો ઉત્તર જેમ તેમ દેવાય એવું નથી. માત્ર તેનો નિરંકુશ અને સ્વતંત્ર સ્વભાવ ભકિતભાવજ કાં કારણ ન હોય ? લોકો તેને એટલે અંશે અપૂર્ણ ભકિતભાવવાળો કાં ન માનતા અને તેમાથીજ કાં અંજાઇ જવું કબુલ રાખતા ?

---

## પ્રકરણ ૧૭ મું.

યુગની પૂર્ણાહુતિ કરનાર તથા સંક્રાંતિ સમયનું દૂરથી સૂચન કરનાર આ કવિવર્ય શ્રૃંગારની ગરબીઓ લખી ગયેલા છે તે જોતાં તેમાં પણ રસમય ચિત્ર આબેહુબ ધારેલી હકીકત સંબંધે પાડયું છે; અને તે ચિત્ર આલેખતાં શબ્દ–રચના–સૌંદર્ય બહાર પ્રકાશ કરે છે. વિચાર દર્શાવવામાં પણ ઉંડું જ્ઞાન જોવાય છે. હાવભાવ ઉત્કૃષ્ઠ રીતે પ્રેર્યો છે. તેમાં હાવભાવનું દ્રષ્ટાંત "હું શું જાણું જે વ્હાલે મુજમાં શું દીઠું" એ, અને "ચાલ વહેલી અલબેલી પ્યારી રાધે" એ બે છે. બીજાં અનેક છે, તે બધાં ટાંકી શકાય નહીં. વળી, "શ્યામ રંગ સમીપે ન જાવું; મારે આજ થકી શ્યામ રંગ–ટેક; જેમાં કાળાસ તે સહુ એક સરખું, સર્વમાં કપટ હશે આવું." એ પ્રમાણે કહી, કાળા પદાર્થોની ગણત્રી કરી છે તેમાં ઘણુંખરા જગતના પ્રસિદ્ધ પદાર્થો આવી જાય છે, અને સાથે સંસ્કૃત શ્લોકનું કાં અનુકરણ ન કર્યું હોય એમ વર્તાય છે:–

કર્પુરં કલકંઠિકા કુવલયં કાદંબિની કર્દમઃ ઇત્યાદિ.

આ પછી ચિત્ર આલેખાય તે આબેહુબ છે, અને નિર્જીવમાં કેવુ

ચમત્કાર વડે સુશોભિત જીવારોપણ કરાય છે તે જોવું હોય તો "માઝાતી છે મોહન તણી હો વાંસલડી રે" ઇત્યાદિનો નિર્દેશ થઇ શકે. વળી દેવ બધા ઉપર આસ્થા નહતી, છતાં પુરાણ ઉપર આધાર રાખી અન્ય દેવ વિષે કવન કરવામાં તે સંકોચ પામતો નહી. "પુષ્ટિ પથ રહસ્ય" માં જોકે તેણે શિવજી કરતાં શ્રી કૃષ્ણને અતિશય રીતે ઉત્તમ માનેલા છે, છતાં વારંવાર તે પ્રમાણે પોકાર્યા કરતો નથી. ઉલટું તેની નીતિભકિતની ગરબીનું દ્રષ્ટાંત લઇએ તો પ્રતીતિ થશે કે બંનેનાં દ્રષ્ટાંતો જ્યાં અમુક સિદ્ધાંતના સમર્થન માટે આપેલાં છે ત્યાં સમાન ભાવથીજ તે કર્યું છે. "પુષ્ટિ પથ રહસ્યમાં દર્શાવ્યાં પ્રમાણે શ્રી કૃષ્ણને "કર્તુમ કર્તુમન્યથા કર્તુમ્" એ ત્રણ શકિતથી સમેત છે એમ માનતો અને બનાવતો, એટલુંજ નહીં; પણ અન્ય દેવ તેમ કરવા શકિતમાન નથી, તેના પુરાણ વગેરે શાસ્ત્રને આધારે અનેક દ્રષ્ટાંતો પુષ્ટિ માટે યોજ્યાં છે. નિતી ભકિતની માંહેલા પદમાં લખે છે કે:-

"ચિત તું શીદને ચિંતા કરે, કૃષ્ણને કરવું હોય તે કરે."

અર્થાત જન્માંનરનાં સંચિત કર્મોમાં જેમ ઇચ્છા પડે તેમ ભેદ, વિપાકના ઉપભોગનું રૂપાંતર ઇત્યાદિ શ્રી કૃષ્ણ કરવા સમર્થ છે. ભાગવતના ઉપાસના વિધિનું તત્વ તેની ભકિત તેવીજ નીતિ ભકિતનાં પદોમાં સમાયેલું છે.

"શેષશાયીજીનું વર્ણન" કર્યું છે તેમાંના ચોથા પદમાં શણગારથી ચિત્ર ઠીક પાડેલું છે. પરંતુ "શિક્ષા" અને "પરિક્ષા પ્રદીપ" માં તો તેણે અખા વગેરેની જેમ સાંસારિક નિયમો અને વ્યવહારિક નીતિનો બોધ કર્યો છે, તે ઘણો સરસ લાગે છે. તેમાં સ્ત્રીની નિંદા એ તો સમય ચિન્હ માંહેલું માટે જાણે આવી બે લીટી નાંખી દીધી હોય નહી તેમ:

"સ્ત્રી વિશ્વાસ ધરે તે ઠગો, નિશ્ચયે કો દિન પામે દગો; જમ્યા ઉપર જ્યમ જળ વિશ્વાસ, તેવો હરી શું તે હરીદાસ; રંડા આંખ્યો આંજે તેહવી, કીડી પાંખો કહાડે જેહવી;" ઇત્યાદિ છે. આમાં એક ચમત્કાર કાવ્ય રચના પરત્વે કરી છે તે એ કે:–પૂર્વાર્ધમાં કહી શુભ શિક્ષા ઉત્તરાર્ધમાં વસ્તુ પરીક્ષા." તેને માત્ર આશય બધા ભકિત ગ્રંથો રચીને એ કે એ મુખ્ય હોય એમ લાગે છે કે લોકોને વ્યવહારમાં કુશળ રહેતા કરવા તથા શ્રીકૃષ્ણમાં સર્વ કર્મનો સમર્પણ કરતા જવું. પોતાનામાં એક કાવ્ય રચના પરત્વે મોટો ગુણ એ હતો કે તેનું નામ કવિતા પ્રત્યેકની છેલી લિંટી કે અંતિમ કડીમાં જોવાતું નથી. બીજા કવિઓને એ સામાન્ય ટેવ પડ્યા જેવું; કે પોતાની પદ્ય-રત્ન મંજુષાની ચોરી થવાની ભીતિ હોય; પણ એ ટેવ પડયા જેવું લાગે છે; કે જે ટેવમાંથી પ્રેમાનંદ અને દયારામ ઘણે અંશે મુકત રહ્યા છે એમ કહીએ તો ચાલે.

૫ યુગનું ચિન્હ એ પણ હતું કે કૃષ્ણ ભકતોને કૃષ્ણે કેમ વારંવાર સ્હાય આપી અને તેઓની તાત્કાલિક ભીડ ભાગી, તેનું કોઇ રીતે ગાન કરવું. પ્રેમાનંદે કુંવરબાઇનું "મામેરૂં" ગાયું. વળી પ્રહ્‌લાદ ઇત્યાદિનાં આખ્યાન ગવાયાનું તો સુપ્રસિદ્ધ છે. ગમે તેમ હો, પણ આ ગાયન દયારામે પ્રેમાનંદના અનુકરણ માટે અને પોતાની રચના શકિતની અજમાયશને કારણે કાં કર્યું ન હોય એ વગેરે તર્કો દુર રાખી તે વિષે ટુંકામાં બે બોલો કહી પતાવી દઇએ. ભકતવત્સલપણું શ્રી કૃષ્ણનું વર્ણવવામાં જે આખ્યાન ગાઇને ચિત્ર ઉભું કરવું જોઇયે, તે થોડા શબ્દો વડે પણ સારૂં પાડી શકે છે. રસમય, લાલિત્યથી ભરપૂર, શબ્દાર્થ ચમત્કૃતિ સમેત, તે કવિનું પૂર્ણું ચિત્ર અનેક પ્રકારની, "પતિત પાવન," શરણાંગત વત્સલ" એવા એવા ગુણનો ધારણ કરનાર, સંસાર વ્યવહારમાં પણ લોકોની બાંહ્ય સાહનાર શ્રી કૃષ્ણની પ્રેમ–ભકિત સંબંધી વર્ણનનું પડી રહે છે, તે પ્રત્યેકના મનને આકર્ષણ કરવા સમર્થ છે. "અને એટલું કહી શકાય કે નરસિંહ મેહેતાનો અવતાર દયારામ તે વાકયથી અર્થ સમજવાનો એ કે નરસીંહ પછી "ઇષ્ટ દેવ" ના કથનમાં કોઇએ એવો ભકિતભાવ દર્શાવ્યો નથી. બીજા કવિઓ થઇ ગયા છે ખરા, પણ તેઓએ આ બે જેવો ભકિત પ્રેમ, રસ અને તે દર્શાવવામાં "દેવ રહસ્ય" પ્રકટ કર્યું છે તેવું ઘણા થોડા કવિએ કહેલું છે.

આટલું કહ્યા પછી હવે ઉપસંહાર રૂપે કાંઇ ગોરધનરામભાઇના શબ્દોમાં બોલીએ તો રૂચિકર થશે કારણકે એ શાસ્ત્રીય વિભાગો સહિત પ્રતિપાદન કરાયેલું વિવેચન છે. તેમનું માનનું એમ છે–અને તે યથાર્થ છે–કે આ યુગના કવિઓમાં " અધ્યાત્મ, દેવકથા, માનુષી કથા વગેરેમાં પાછલા યુગના તનખા; નવું કાંઇ નહિં. જૈન કવિતાનો ગુજરાતીમાં પ્રથમ ઉદય–અન્ય કવિઓથી જુદો પડતો અને ઉકત પ્રકારની જૈન શૈલીના અને જૈન વિરકિતના ગુણોથી ભરેલા–પણ તનખા જેવો." "ઓગણીસમાં શતકમાં (એટલે અઢારમાના ઉત્તરાર્દ્ધથી માંડીને) દેવકથા, અધ્યાત્મ અને યોગ એ સર્વે પાછલા યુગોનો વિકાસ માત્ર હતો, તથા બીજી રીતે તે વૃક્ષને શિખરે આવેલાં નાનાં નાનાં ખરી પડતાં ફુલો જેવાં દયારામમાં પણ અધ્યાત્મ તો અલ્પજ હતું: અને દેવ કથા. વિસ્તારવાળી તેમજ તનખા જેવી–બે જાતની હતી, પણ માનુષી વૃત્તિઓમાંથી ઉતરાતી પણ પ્રેમાનંદના જેવી માનુષી હૃદયના ઉંચ અને સ્થાયી વિચારોની પ્રતિષ્ઠાને સટે નિરંકુશ અને ઉછળતા ક્ષણિક વિકારોની પ્રતિષ્ઠા એ પોતાની શકિત, વૈરાગ્ય અને ભકિત દયારામનાં શુદ્ધ; પણ મનુષ્ય હૃદયની નિર્બળતાને સ્વીકારીને તેમાંથી ઉદ્ધાર માગવા હરિ શરણ ગ્રહણ કરવા જરૂર માનેલ નૃસિંહ અને મીરાંના હૃદયમાં વિશુદ્ધિના બળથી

પ્રભુ સંગે એકપ હતું. નૃસિંહ મેહેતાના કાળ પછી દેવ રહસ્યનો મર્મજ્ઞ વર્ગ નષ્ટ થયો છે, તે રહસ્યનો પુનરૂદ્ધાર કરવા દયારામ જે પ્રયત્ન કરે છે તે તેના "રસિક વલ્લભ" આદિ કાવ્યોમાંથી જડશે. આવા મર્મજ્ઞ વર્ગ વિના ભક્તિની જવાળા પૂર્ણ કળાથી પ્રકટ થવી કઠણ છે."

હવે મનુષ્ય હૃદયની નિર્બળતા સ્વિકારી ઉદ્ધાર માગવા હરિ શરણ ગ્રહણ કરવાનું મુકેલું સિદ્ધાંત પુષ્ટિ કરવા માટે ટાંકેલા નીચેના અનેકમાંથી બે દ્રષ્ટાંતો બસ થશે:-"અનેક ભાતના અનેક ઉપદ્રવ, ઉપજાવી દે કલેશરે; થાય વિકળ સહુ જ્ઞાની વિવેકી, વિવેક રહે નહી લેશરે;........ કુમતિ, કુતર્ક, કુકલેશ, કુકર્મ, બળે કરી સહુ બાઝયું રે; કુંકમ કુંચી તમારી ના દીઠી, નિર્ભય થઇ ઘણું ગાજ્યું રે." વળી, "નથી જીવને ભવિષ્યનું ભાન, હરિજન હિતજ કરે." ઇત્યાદિ. અને, "ભાવિ સમ જ્યાં તદપિ સુમન સમ્રયનકો, શ્રમ પડે શીશ ભાવી ન ભૂલે; શાણા શાંતિ ગ્રહે મૂરખ મિથ્યા મથે, થાય થવા તું નિદાન ડુલે." ઇત્યાદિ.

પૂર્ણાહુતિ સમયે લખવું જોઇયે કે દેવકથા, મનુષ્યકથા, અને જ્ઞાન કથા ગાઇ જનાર કવિ પરત્વે વીવેચન કરતાં જે જે સાહિત્ય અને ધર્મ વિષયનું આ સંવત્સરમાં પ્રાપ્ત થાય એવું છે તેમાંનું જે થોડું યથા શકિત, યથામતિ અત્રે દર્શાવવામાં આવ્યું છે, તેમાં સામળને ભાગ નજર આપવો. એમ અભાપ્રાય પ્રથમારંભમાં થયો હતો, અને તે નિશ્ચય પણ નહનો. છતાં તેને મુકી નિબંધનોજ આરંભ કર્યો તેનું મુખ્ય કારણ તો એ કે સમયનો કોઇ સબળ ઉદઘાટન કરનાર જોઇયે, અને તે સામળને ન ગણીએ તો તે સમયના પ્રારંભમાં સબળ બીજો કોઇ આવી શકે એવો નથી. વળી જયારે વર્ષોની ગણત્રી મોળી છે અને જન્મ મરણનું વર્ષ કોઇનું નિશ્ચિત કરાયેલ નથી ત્યારે જે સામળ માટે કવિ શિરોમણી નર્મદાશંકરે સંવત ૧૮૦૦ પછી મરણ થયાનું લખ્યું છે, તેનો પ્રથમપદે મુકીયે, તો તે સમયની અનેક સંસ્થાનું વર્ણન કરવું સુગમ થાય એટલુંજ. કારણકે તેના ગ્રંથોમાં જે વિવેચન તથા વર્ણન કરાયું છે તે યથાસ્થિત ઘણુંખરૂં તે સમય પરત્વે યોજી શકાય એવું છે એમ કહેતાં બાધ ન આવે.

એટલું લખીને હવે એમ બોલવું જોઇએ કે જે જે કવિ વર્યોનું પુરાણ કાળનું કથન કવન લખાયેલું છે, તે તે ઘણે અંશે શ્રંગાર, નીતિ, ભકિત, જ્ઞાન અને વૈરાગ્ય એ પાંચ પરત્વે છે, અને તેઓના લેખોનો આધાર માત્ર પુરાણ ગ્રંથો-જેવાં કે રામાયણ, મહાભારત આદિ

ભાગવત એજ ઘણે અંશે હતા. તો મી૦ ઇચ્છારામના શબ્દોથી આ લેખ પુર્ણાહુતિએ પ્હોંચડવા ઇચ્છા રાખી તે ટાંકુ છું :—

"બ્રહ્મ ભજન, ઇશ્વર ભજન ને કૃષ્ણ કીર્તન એ ગુજરાતી ભાષાના કવિઓના મુખ્ય વિષય થઇ રહ્યા છે, ને તેમાં કેટલીક કવિતાઓ ગીત કવિતામાં ગવાતા આનંદ ઉત્પન્ન કરે છે, ને તલ્લીન થઇ જવાય છે, તેની કોમળ મધુરી વાણીથી આનંદ સાગરમાં જાણે તરતા હોઇએ તેમ ભાષ્ય થાય છે. ગમે તેમ કહેવામાં આવે તો પણ ગુર્જરી પ્રજાનું આ સાહિત્ય (કવિતા) ભાષાશાસ્ત્રમાં એક રૂડો ભંડાર છે; ને તે કવિતા વાંચતાં યોગાનંદ, બ્રહ્માનંદ, પ્રેમાનંદનું ભાન જુદે જુદે પ્રસંગે જુદી જુદી રીતે કરાવે છે, એવી કવિતા વિશેષ કૌવત મંદ થઇ ગુર્જરી પ્રજાનો રંગ પ્રકાશિત કરે એ રૂડી ઇચ્છા દર્શાવી આ કવિતા વિવેચન પુર્ણ કરીશું."

